શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ.
અનન્તલબ્ધિનિધાનાય શ્રી ગૌતમસ્વામિને નમઃ

શ્રીમાન્ પૂર્વધર આચાર્યવર્ય શ્રીજિનભદ્રગણી ક્ષમાશ્રમણકૃત
શ્રી મલ્લધારિ આચાર્યશ્રી હેમચંદ્રાચાર્યકૃત વૃત્તિ સહિત

# શ્રી વિશેષાવશ્યક ભાષ્ય

## ભાષાંતર

ભાગ ૧ લો.
(ગાથા ૧થી ૧૫૪૮ સુધી)

ભાષાંતરકર્તા

સ્વ શાહ ચુનીલાલ હુકમચંદ, અમદાવાદ

: સંપાદક
પ પૂ. પંન્યાસજી શ્રી ભદ્રંકર વિજયજી ગણિવર
પ્રશિષ્ય
પૂ. મુનિશ્રી વજ્રસેન વિજયજી

પ્રકાશક .
શેઠ અમીચંદ પનાલાલ આદીશ્વરજી જૈન
દેરાસર ચેરીટબલ ટ્રસ્ટ
૪૧, રીજ રોડ, વાલકેશ્વર
મલબાર હીલ,
મુંબઈ-૪૦૦ ૦૦૬

પુસ્તક : શ્રી વિશેષાવશ્યક ભાષ્ય ભાષાંતર ભા. ૧.

પ્રકાશક : શેઠ અમીચંદ પનાલાલ આદીશ્વરજી દેરાસર જૈન ચેરીટેબલ ટ્રસ્ટ

કિંમત : ૬૦-૦૦

પ્રાપ્તિસ્થાન : (૧) સરસ્વતી પુસ્તક ભંડાર
રતનપોળ હાથીખાના અમદાવાદ-૧ ફોન ૩૩૬૬૨૯
(૨) પાર્શ્વ બુક કોર્પોરેશન, ઝવેરીવાડ, અમદાવાદ.

પ્રકાશન : પ્રથમ મુદ્રણ વિક્રમ સંવત્ ૧૯૮૦
દ્વિતીય મુદ્રણ વિક્રમ સંવત્ ૨૦૩૯

મુદ્રક : સરસ્વતી કમ્પોઝ,
સ્ટર્લિંગ સેન્ટર ખાનપુર,
અમદાવાદ-૧

# પ્રકાશકીય નિવેદન

વિશેષાવશ્યકભાષ્ય જેવા રત્નાકરતુલ્ય ગ્રન્થરાજના ભાષાન્તરના પ્રથમભાગનુ મુદ્ર પુનર્મુદ્રણ કરી અધ્યેતા મુમુક્ષુવર્ગને તેનુ સમર્પણ કરતા અમારા આનંદને સીમા ક્યાથી હોય ?

આચાર્યસત્તમ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ એટલે જૈનશાસનનું ઝળહળતું પાણીદાર ઝવેરાત. વિશેષાવશ્યક ભાષ્ય જેવા મહાન્ ગ્રન્થરાજની રચના કરીને, તેઓએ સમસ્ત ભવ્ય જીવ સમૂહ પર અનેરી કૃપા કરી

આચાર્યદેવ મલધારી શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજ એટલે બારમી સદીના અજોડ વ્યાખ્યાતા કહી શકાય. ભાષ્યગ્રન્થ ઉપર ૨૮૦૦૦ શ્લોક પ્રમાણ વિસ્તૃત વ્યાખ્યા કરીને તેઓએ જૈન શાસનના આગમ-તર્ક સાહિત્યમા અદ્ભુત શોભાવૃદ્ધિ કરી છે.

મુમુક્ષુઓ આ ગ્રન્થનો ભાવ સરળતાથી માતૃભાષામા સમજી શકે એવા આશયથી અધ્યયનરસિક શ્રી ચુનીલાલ હુકમચંદ પંડિત પાસે તેનો અનુવાદ કરાવીને આગમોદય સમિતિએ ૬૦ વર્ષ પહેલા પ્રકાશિત કરેલ આ ગ્રન્થરાજના છેલ્લા કેટલાય વર્ષોથી દર્શન દુર્લભ થઈ ગયા હતા. પૂજ્ય સાધુમહાત્માઓની સત્પ્રેરણાથી આ ગ્રન્થરાજના ભાષાન્તરનુ પુનર્મુદ્રણ કરવાનો અમારા સંઘના જ્ઞાનખાતાના ટ્રસ્ટીઓએ નિર્ણય કર્યો પરંતુ આવુ ભગીરથ કાર્ય પાર કોણ પાડી આપે એ સમસ્યાથી અમે મુંઝવણમા હતા. પ પૂ અધ્યાત્મયોગી સકલસંઘહિતૈષી સ્વ.પૂ. પંન્યાસજી શ્રીમદ્ ભદ્રંકર વિજયજી મહારાજના વિનેય અંતેવાસી સ્વાધ્યાયપ્રિય પ. પૂ. મુનિરાજ શ્રી વજ્રસેન વિજયજી મહારાજ સાહેબે અમારી આ મુંઝવણનો તત્કાળ અંત આણી દીધો અને તેઓશ્રીએ આ ભાષાન્તર ગ્રન્થમા સુધારા-વધારા સાથે મુદ્રણ દરમ્યાન તેના પ્રુફ વગેરે તપાસી આપવા અનુગ્રહ કર્યો છે, તે બદલ અમારી સંસ્થા સદા માટે તેઓશ્રીની ઋણી છે.

જૈન સંઘોમા ઠેર-ઠેર સંઘ હસ્તકના જ્ઞાનખાતાઓમા એક બાજુ મોટી રકમો જમા પડી રહે છે, બીજી બાજુ જૈન શાસ્ત્રગ્રન્થો પૂ. સાધુ-સાધ્વી ભગવંતો અને અન્ય અધિકૃત મુમુક્ષુ શ્રાવક વર્ગને અધ્યયન માટે દુર્લભ બની ગયા છે, ત્રીજી બાજુ ભારતસરકાર ધાર્મિકટ્રસ્ટોના નાણાનો બીજી રીતે ઉપયોગ કરવા માટે નવતર યોજનાઓ ઘડી રહી છે, તે અવસરે જ્ઞાનખાતામા રહેલી રકમોમાથી આવા ઉત્તમ શાસ્ત્રીય ગ્રન્થો મુદ્રિત થઈ, તમામ પૂ સાધુ-સાધ્વી અને શ્રી જૈનસંઘના જ્ઞાનભંડારો પાસે પહોચી જાય અને ચતુર્વિધ શ્રીસંઘમા સમ્યક્શ્રુતનુ અધ્યયન વૃદ્ધિગત બને-એવુ ઇચ્છનાર તમામ સજ્જનો અમારા આ સમયોચિત પ્રકાશનને આવકારશે એમા કોઇ શંકાને સ્થાન નથી.

આ પછી બીજા ભાગના ભાષાન્તર ગ્રન્થને ટુંક સમયમા મુદ્રિત કરી સકલ શ્રીસંઘ સમક્ષ પ્રસ્તુત કરવા અમે ઇચ્છી રહ્યા છીએ. ભવિષ્યમા આવા એક પછી એક ઉત્તમ પ્રકાશનો પ્રસ્તુત કરવા અમે સહભાગી બનીએ એ માટે શાસનદેવને પ્રાર્થના કરીએ છીએ

પ્રથમ ભાગના ભાષાન્તરમા મ ગલવાદ ચર્ચા, તથા મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની તર્ક-પૂર્ણ મીમાંસા, ભેદ-પ્રભેદ વગેરેનુ વિસ્તારથી પ્રતિપાદન તથા અવાતરમા નય અને નિક્ષેપાઓની અસાધારણ પ્રરુપણા વગેરે અન્યત્ર અલભ્ય વિષયો પરની સુ દર પ્રતીતિકર રજુઆત વિદ્વાનોના દીલ જીતી લેશે-એમા કોઇ સ દેહ નથી. ગ્રન્થના વિષય વિસ્તારથી જાણવા માટે વિષયાનુક્રમણિકા પણ આ ગ્રન્થમા મૂકવામા આવી છે જે ગ્રન્થની ઉપયો-ગિતામા વધારો કરશે.

આ ભાષાતરમા મૂળ નિર્યુક્તિની ગાથાઓ મોટા ટાઈપમા લીધી છે અને નિર્યુક્તિ તથા ભાષ્યની જે ગાથાઓ પૂ આચાર્ય શ્રી હેમચ દ્ર સૂરીજીએ ટીકામા નથી લીધી તે ગાથાઓ પાછળ એક સાથે ભાષાતર સાથે આપી છે અનુક્રમણિકામા પણ નિર્યુક્તિની ગાથાના ન બર બ્લેક ટાઈપમા લીધા છે.

પ્રાન્તે ગ્રન્થકાર અને વ્યાખ્યાકાર પૂ આચાર્યમહારાજ તથા ભાષાન્તરકાર, તેમજ સુઘડ સંપાદન કરી આપનાર પૂ. મુનિરાજશ્રી વજ્રસેન વિ મ., તદુપરાત ગ્રન્થમુદ્રણ કરી આપનાર 'સરસ્વતી કમ્પોઝ'ના માલિક અને પ્રત્યક્ષપરોક્ષ રીતે આ પ્રકાશનમા સહાય કરનાર તમામ ઉત્તમ આત્માઓ પ્રતિ અમે કૃતજ્ઞભાવ વ્યક્ત કરીએ છીએ

ચતુર્વિધ સંઘમા આ ગ્રન્થરાજનુ વિધિપૂર્વક અધ્યયન અને અધ્યાપન દિવસે દિવસે વધવા દ્વારા સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ક્રિયાના ફલસ્વરૂપ સૌ શીઘ્ર મુક્તિ પ્રાપ્ત કરે એજ શુભેચ્છા.

प्रीयन्ताम् गुरवः

લિ.

શેઠ અમીચંદ પનાલાલ આદીશ્વરજી,
જૈન દેરાસર ચેરીટેબલ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ,
૪૧-રીજરોડ, મલબારહીલ મુંબઈ-૪૦૦૦૦૬.

## બાબુ શેઠશ્રી અમીચંદજી પનાલાલજી



જન્મ : તા. ૧૭-૫-૧૮૫૦

સ્વર્ગવાસ . ૪-૩-૧૯૨૮

બાબુ શેઠશ્રી અમીચન્દજી પનાલાલજીના ધર્મપત્ની

ધર્મપ્રકાશ શેઠાણી શ્રી કુંવરબાઈ



જન્મ સંવત ૧૯૨૨ શ્રાવણ સુદ ૫ સ્વર્ગવાસ સંવત ૧૯૬૭ શ્રાવણ સુદ ૯

શ્રી આદિનાથાય નમ
શ્રી ગૌતમગણધરાય નમ

# સંપાદકીય

આ વિશેષાવશ્યક ભાષ્યનુ ભાષાંતર વર્ષો પૂર્વે છપાયેલ, તે આજે ફરી પ્રગટ થાય છે, તે ઘણા આનંદનો વિષય છે. ગત ચાતુર્માસ વખતે સુશ્રાવક કીર્તિભાઈ માણેકલાલ ઝીંઝુવાડા મુકામે મળેલ. તે વખતે વાતચીતમા તેમણે એવી ભાવના દર્શાવી, કે અમુક શાસ્ત્રીય ગ્રંથો ભાષાંતર સાથે છપાયેલા છે. જે હાલ ઉપલબ્ધ નથી, તે ફરી છપાય તો જિજ્ઞાસુવર્ગને ઘણા સહાયક બને તે વખતે મેં કહેલ કે આર્થિક સંપૂર્ણ જવાબદારી જો તમે સ્વીકારશે, તો આવા કાર્ય માટે યથાશક્ય સહયોગ જરૂર આપીશ. આ વાત તેમણે મુંબઈ જઈને, શેઠ અમીચંદ પનાલાલ આદીશ્વરજી જૈન દેરાસર ચેરીટેબલ ટ્રસ્ટનાં ટ્રસ્ટીઓને વાત કરતા, તરત જ આવા અપૂર્વ લાભની વાત ટ્રસ્ટીઓએ સ્વીકારીને સંપૂર્ણ તૈયારી બતાવી અને સૌ પ્રથમ વિશેષાવશ્યક ભાષ્યનુ ભાષાંતર છપાવવાનો નિર્ણય કર્યો, જે ઘણુ પ્રસંસનીય અને અનુમોદનીય છે એ મુજબ આ ગ્રંથ અત્રે પ્રગટ થાય છે બીજો ભાગ પણ તે જ ટ્રસ્ટ તરફથી પ્રકાશિત કરવાની ભાવના ટ્રસ્ટીઓની છે, જે અનુકુળતા મુજબ જેમ બને તેમ શીઘ્ર પ્રસિદ્ધ કરવા પ્રયત્ન ચાલુ છે.

નય—ન્યાય-નિક્ષેપાદિથી ભરપુર એવા આ કઠીન ગ્રંથનુ કાર્ય કરવાની મારી શક્તિ નહોતી, પણ પરમ ઉપકારી પરમ હિતસ્વી વીતરાગ ભગવંતો તથા પૂ ગુરુભગવંતોની પરમ કૃપાથી જ આ કાર્ય પાર પડી શક્યું છે આ પ્રકાશનમાં જે કાંઈ વિશેષતા દેખાય, તે શ્રી દેવગુરુની જ કૃપાનું ફળ છે. અને જે ખામીઓ અશુદ્ધિઓ રહી હોય, તે મારી અજ્ઞાનતાનુ ફળ છે—તો સુજ્ઞ પુરુષો ક્ષમા કરે.

આ ગ્રંથનો વિષય ગહન હોઇ જે વાત ન સમજાય તે જાણકારની પાસે સમજી લેવો.

યોગાનુયોગ આ ગ્રંથ છપાવવાનો નિર્ણય કરવા શ્રી કીર્તિભાઇ તથા હર્ષદભાઈ મુંબઇથી આવ્યા ત્યારે અમે ગીરધરનગર મુકામે હતા. તે નિર્ણય મુજબ શ્રી આદિનાથ ભગવંતની છત્રછાયામા ગ્રંથમુદ્રણની શુભ શરૂઆત થઈ અને આજે ચાતુર્માસ બાદ ફરીથી અમારે ગીરધરનગર આવવાનુ થતાં, આ ગ્રંથની પૂર્ણાહુતિ પણ અહિં જ શ્રી આદિનાથ ભગવંતની છત્રછાયામા જ થાય છે.

આ ગ્રંથનુ કાર્ય પરમપૂજ્ય પરમશાસનપ્રભાવક આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય રામચંદ્રસૂરીશ્વરજી મ. ના શુભ આશીર્વાદ તથા પ પૂ. આ.મ. શ્રી પ્રદ્યોતનસૂરીજી મ. તથા પ પૂ. મારા ગુરુદેવ આ.મ શ્રી કુંદકુંદસૂરીજી મ. તથા પ.પૂ મુનિરાજશ્રી મહાસેન વિજયજી મ (મારા સંસારી પિતાશ્રી) આદિ ઉપકારી ગુરુભગવંતોના અપૂર્વ પ્રોત્સાહનથી આ રીતે પૂર્ણ થયેલ છે.

શેઠ અમીચંદ પનાલાલ આદીશ્વરજી જૈન દેરાસર ચેરીટેબલ ટ્રસ્ટનાં ટ્રસ્ટીઓની જેમ, દરેક ટ્રસ્ટોના ટ્રસ્ટીઓ પોતાના હસ્તક રહેલી રકમનો તે તે ક્ષેત્રમા સામેથી ઉદારતા પૂર્વક વાપરવાનો નિર્ણય કરે, તો સાતેક્ષેત્રોની ભક્તિનો અપૂર્વ લાભ મેળવીને ખૂબ જ આત્મ વિકાસ સાધી શકે, માટે સૌ આવુ અનુકરણ કરે એવી અભ્યર્થના.

જૈન ઉપાશ્રય,
ગીરધરનગર,
અમદાવાદ–૧૦

મુનિ વજ્રસેનવિજય
તા ૨૬–૧૨–૮૨
મૌન એકાદશી.

श्रीगणधरेन्द्राय नम

# શ્રી વિશેષાવશ્યકના પૂર્વાર્ધનો ઉપોદ્ઘાત.

દરેક મતવાળાઓ જો કે પોતાના ધર્મનો માહમા જણાવવા માટે કથાનો ભાગ ઘણો પ્રચલિત કરે છે અને તેનાથીજ પોતાના મતની મહત્ત્વતા સમજવામા સફલતા માને છે અને તેથી બાલપણુથી તેતે મહિમાને જણાવવા વાલી કથાઓનાજ દરેક મતમા અભ્યાસ કરવામા આવે છે, જો કે બાલજીવો માટે તેવી કથાઓના ભાગ જરૂરી છે, પણ તે કથાઓના, શ્રવણુથી થયેલ અસર મોટી ઉમ્મરે આવતા અથવા તત્ત્વ સ્વરૂપમા ઉતરતા નિર્મૂલ નહિ તો ઘણી ઝાખી થઈ જવા પામે છે, એ વાતમા કોઈ જાતની શકા હોઈ શકે નહિ. તેથીજ જે મતો માત્ર કથાના મહિમાથીજ ચાલવાવાલા હોય છે, તેમા અણુસમજુ સામાન્ય સમજવાલા વધારે પ્રવૃત્તિ કરે છે અને તેઓ પાછલથી સમજવાલા થતા યુગોના યુગો સુધી કરેલી ક્રિયાઓ ને ભાવનાઓને વાસના સાથે છોડી દે છે. માટે સચોટ જ્ઞાન સિવાય કોઈપણ પ્રકારે સમજુ તથા લાયક ઉમ્મરનો મનુષ્ય પોતાની ક્રિયાઓ ભાવનાઓ અને વાસનાને ટકાવી શકતો નથી અને ટકાવી શકે પણ નહિ એટલા કારણુથી ઉમ્મરની લાયકાતથી અથવા સ્વતત્ર બુદ્ધિની લાયકાતથી મનુષ્યને તત્ત્વની ગવેષણા થાય ત્યારે તેઓએ અવશ્ય પોત પોતાના મતનુ તત્ત્વજ્ઞાન મેળવવા પ્રયત્ન કરવોજ જોઇએ

આ એક સર્વ સામાન્ય હકીકત કહ્યા પછી વિશેષ અગે શ્રીજિનેશ્વરમહારાજના શાસનમા જે નિયમ કહેલ છે, તે ઉપર ધ્યાન આપવાની જરૂર છે કેમકે અસલથી જનશાસ્ત્રનો રીવાજ જ એવો હતો કે કોઇપણ સૂત્રની વ્યાખ્યા કરનારે તે વ્યાખ્યામા કદિ પણ એકલી કથા કહેવી નહિ પણ દરેક સૂત્ર ઉપર વ્યાખ્યાન કરતા તત્ત્વજ્ઞાન માટે આત્મા કર્મ, આદિનુ સ્વરૂપ તથા તેમાના છોડવા લાયક ને આદરવા લાયક પદાર્થનો છોડવા તથા આદરવાનો વખત વગેરે જણાવવા સાથે, તેમાથી છોડવા લાયક પદાર્થને છોડનાર અને આદરવા લાયકને આદરનાર પોતાના અકૃત્રિમ સાધ્યને કેવી રીતે સાધી શકે છે. તે જણાવવુ, એ બધુ જણાવવાની જરૂર એટલીજકે તે શ્રોતાને ઝવેરાતની કિમ્મત સમજવાથી ઝવેરાતને લેવાની ઇચ્છા થાય, તેમ હેયને છોડવાની તથા ઉપાદેયને આદરવાની ઇચ્છા થાય, અને જ્યારે તે શ્રોતાની સ્વતત્રપણે તે હેયોપાદેયને છાડવા અને આદરવાની ઇચ્છા થાય, ત્યારે તેને તે હેયના ત્યાગની અને આદ્યને ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા કરવાની જરૂર પડે છે.

આ સ્થળે કેટલાકોની એવી સમજ છે, કે છોડવા લાયક પદાર્થોને છોડીયે અને આદરવા લાયકને આદરીયે એટલે બસ છે છોડવા ને આદરવાની પ્રતિજ્ઞા લેવાની જરૂર શી ? પણ આ સમજણ વાસ્તવિક નથી, કારણ કે જેવી રીતે કાયાથી પાપ છોડનાર મનુષ્ય વચન અને મનથી પાપ ન રોકે, તો તે જરૂર કર્મબ ધનનો ભાગી થાય છે. તેવીજ રીતે જે મનુષ્ય વર્ત્તમાનમાં પાપને રોકે છે, છતા ભવિષ્યને માટે પ્રતિજ્ઞા કરતો નથી, તે મનુષ્ય ભવિષ્યના વિચારોથી અથવા યોગની મુત્કલતાથી જરૂર પાપનો ભાગી થાય છે વળી જે મનુષ્યો પ્રતિજ્ઞા કરે છે તેઓ પોતાના આત્માને તે પાપોથી જરૂર નિયત્રિત

રાખી બચાવી શકે છે. દરેક મનુષ્ય પોતાના અનુભવથી પણ જોઈ શકશે કે જેની પ્રતિજ્ઞા નથી થઇ, તે પાપોને છોડવાના વિચારો છતા પણ તે છુટતા નથી અને જેની પ્રતિજ્ઞા થઈ હોય છે, તે પાપો બરોબર છુટે છે કોર્ટના ન્યાયથી જોશો તો માલમ પડશે કે ત્યા પ્રતિજ્ઞા સિવાય સાક્ષી કે અરજી અપાતી નથી અને આપે તો તેને હિસાબમાજ લેવાતી નથી દુનીયાના વ્યવહારમા મકાન વગેરે મીલકતો વેચાણ કરે, તો પણ દસ્તાવેજ કરી તેનુ રજીસ્ટર વગેરે થાય ત્યારેજ પાકા થયા ગણાય છે, તેવીજ રીતે ધર્મમા પણ ખરેખર સમજવાની જરૂર છે, કે જેટલા પાપોનો પ્રતિબંધ કરવો હોય અથવા જેટલા પુણ્યના કાર્યોનો નિયમ રાખવો હોય તો તેની પ્રતિજ્ઞા કરવાની જરૂર છે. આવા કારણથી શ્રીજિનેશ્વરમહારાજના શાસનમા પ્રવેશ કરનાર વરાગ્યવાન્ પુરૂષને સર્વક્રિયાઓમા તથા શાસ્ત્રોની શરૂઆતમા પ્રથમ સામાયિક સુત્ર—કે જે સમ્યગ્દર્શન જ્ઞાન અને સમ્યક્ચારિત્રના કાર્યો કરવાનો નિયમ તથા પાપકાર્યો નહિ કરવાનો પ્રતિબંધ કરાવે છે, તેજ આપવામા આવે છે. તે આપ્યા પછીજ બીજા કોઈ પણ શાસ્ત્રો કે ક્રિયાઓનો આગલ વધારો થઇ શકે છે

આ સામાયિક સૂત્ર તે આવશ્યક સૂત્ર છે ને તે આવશ્યક સૂત્રના છ અધ્યાયનો જે સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન નામે છે, તેમા આ સામાયિક પ્રથમ અધ્યયન છે તે સામાયિક વગેરે અધ્યયનવાળુ આવશ્યક સૂત્ર ભગવાન્ પાસેથી મળેલ ‘ઉપ્પન્નેઇ વા વિગમેઇ વા ધુવેઇ વા’ એ ત્રિપદી પામીને રચેલ દ્વાદશાગમાથી ગણધરો પૃથક્ કરે છે અને તેથીજ તે આવશ્યક સૂત્રોને શ્રી હરિભદ્ર સૂરિમહારાજે ગણધરકૃત તરીકે જણાવેલ છે.

ખુદ ભાષ્યકાર મહારાજ સામાયિક કોણે કર્યું એ અધિકારમા જણાવે છેકે ‘ केण कयतिय ववहारओ जिर्णिदेण गणहरेहिं च ॥ तस्सामिणा उ निच्छयनयस्स तत्तो जओऽणण्णं ॥ ३३८२ ॥ અર્થાત્ સામાયિક જે આવશ્યક સૂત્રનો એક પહેલો ભાગ છે, તે અર્થથી શ્રી જિનેદ્રભગવાને કહ્યુ તથા સૂત્રથી ગણધર મહારાજે કર્યું છે નિર્યુક્તિકાર શ્રીમદ્ભદ્રબાહુસ્વામીજી પણ ‘ गोयममाई सामाइय तु किंकारण जिणामिति ૧૧૨૯ ગાથાના પૂર્વાર્ધથી સામાયિક અધ્યયન જિનેન્દ્રકથિત તથા ગણધરકૃત જણાવે છે, વળી ભાષ્યકાર નિર્ગમને જણાવતાં जह य पसूय तत्तो सामइय तह पवक्खामि ૧૯૬૮મી ગાથાના ઉત્તરાર્ધથી પણ તેજ વાત જણાવે છે, અને સામાયિક મુજબજ બીજા અધ્યયનોનો અધિકાર સમજવો, એ માટે તો નિર્યુક્તિકાર મહારાજે સાફ જણાવ્યુ છે કે सेसेसुवि अज्झयणेसु होइ पसेव निज्जुती (૨૯૭૪) અર્થાત્ સામાયિકની જે ઉપોદ્ઘાત નિર્યુક્તિ છે, તેજ બીજા શાસ્ત્રોના અધ્યયનોની પણ ઉપોદ્ઘાત નિર્યુક્તિ સમજવી, અને આજ કારણથી ઉતરાધ્યયનમા આ અધ્યાયનો ક્યાથી થયા એ પ્રશ્નના ઉત્તરમા જિનભાષિત આદિપણ જણાવ્યુ, અને દશવૈકાલિકને માટે શય્યંભવ આચાર્યને કર્તા તરીકે જણાવ્યા હવે એ સવાલ જરૂર થશે કે અંગપ્રવિષ્ટ ગણધરકૃત છે અને આવશ્યકાદિક સ્થવિરકૃત છે એમ શ્રી હરિભદ્રસૂરિજી ‘अक्खरसंनी’ એ નિર્યુક્તિની ગાથાના વિવેચનમા કેમ જણાવે છે ? તેના જવાબમા મલધારિ હેમચંદ્રસૂરિ स्थविरास्तु भद्रबाहुस्वाम्यादयस्तत्कृत श्रुतमावश्यकनिर्युक्त्यादिकमनङ्गप्रविष्टमङ्गबाह्यमुच्यते એમ કહીને સ્થવિરકૃત તરીકે તો આવશ્યકનિર્યુક્તિ જણાવે છે ને मुत्कलमप्रश्नपूर्वकं એ વચનથી ખુદ ગણધરકૃત પણ આવશ્યકને અંગબાહ્ય જણાવે છે, અને તેથી શ્રીહરિભદ્રસૂરિજી મહારાજ इच्छामि पडि-

क्कमिदं इरियावहियाए इत्येवमादि आकर्पति पठति सूत्र गणधराभिहित ३१७ मी ગાથાની ટીકાથી ઇરિયાવહિયાદિ પણ ગણુધરકૃતજ જણાવે છે. આચારાગવૃત્તિકાર પણ લોકવિજયઅધ્યયનમા આવશ્યકશબ્દથી આવશ્યકનિર્યુક્તિનુ ગ્રહણ કરે છે. વળી ઉત્તરાધ્યયનચૂર્ણિકાર थेराण सुत्ते अत्तागमे કહીને તથા કલ્પસૂત્રમા थेरस्सणं अज्जसुहम्मस्स એ વાકયથી ગણુધરોને પણ સ્થવિર તરીકે ગણે છે તત્ત્વ એ છે કે અ ગપ્રવિષ્ટ ગણુધરેજ કરેલુ હોય અને અન ગપ્રવિષ્ટ તો ગણુધર કે બીજા સ્થવિરોએ કરેલ હોય, તેથી આવશ્યક ગણુધરકૃત છે, એમ માનવામાજ શાસ્ત્રની અવિરૂદ્ધતા છે.

પ ચવસ્તુ ગ્ર થકાર ચૂર્ણિકાર મહારાજ પાચ પ્રકારના પ્રતિક્રમણોમા પહેલા દૈવસિક પ્રતિક્રમણ કહેવામા પણ એજ કારણુ બતાવે છે, કે તીર્થ સ્થપાયા પછી સાઝે પહેલાં દૈવસિક પ્રતિક્રમણ કરવાનો પ્રસ ગ આવે છે તેથી પહેલા દૈવસિકપ્રતિક્રમણ પછી રાત્રિક વગેરે આ ઉપરથી સાફ જણાય છે, કે શ્રીતીર્થંકર મહારાજની હયાતીમા શ્રીગણુધર મહારાજાએ પ્રતિક્રમણ કરતા હતા અને તેથી છેલ્લા શ્રીતીર્થંકર મહારાજનો ધર્મજ સપ્રતિક્રમણ કહેવાય છે, માટે ખુદ ગણુધરોએજ દ્વાદશાગીમાંથી આવશ્યકનો ઉદ્ધાર કર્યો છે, એમ હોવાથી મલધારી શ્રીમાન્ હેમચન્દ્રસૂરિજીએ અ ગબાહ્યની જગ્યાપર આવશ્યકશબ્દથી આવશ્યકનિર્યુક્તિ લીધી છે એ નિર્યુક્તિ પ્રથમથી જે અર્થ મુખપાઠે પ્રકીર્ણ તરિકે ચાલ્યો આવતો હતો, તેને ગુ થી ગાથાબદ્ધરૂપે રચવામા આવી, તે ગ્ર થબ ધરૂપે રચનાર શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામી હતા, તે નિર્યુક્તિ ઉપર ચૂર્ણિઆદિ ઘણા ગ્ર થો થયા છતા, તેના વિવેચનની ઘણી જરૂર દેખી શ્રીમાન્ જિનભદ્રગણિક્ષમાશ્રમણજીએ તે આખા આવશ્યકની નિર્યુક્તિમાથી માત્ર સામાયિકની નિર્યુક્તિ ઉપર ગાથાબ ધ ભાષ્યની રચના કરી છે. તે ભાષ્યની પહેલા આવશ્યક ઉપર ભાષ્યની રચના બીજા બીજા આચાર્યોએ કરેલ હોવાથી, આ ભાષ્યને વિશેષાવશ્યક ભાષ્ય અર્થાત્ આવશ્યક (સામાયિક) ઉપર વિશેષ ભાષ્ય તરીકે ઓળખાવાય છે, આ ભાષ્યમા ૩૬૦૩ ગાથાઓ છે આખુ ભાષાન્તર સાથે આપતા ઘણો મોટો ભાગ થઈ જાય તેથી અડધા ભાગ સુધીની ૧૫૪૮ ગાથા સુધીનો આ પ્રથમ ભાગ બ્હાર પાડયો છે આ ભાગમા અનુક્રમે સ્થૂલ વિષયો આ પ્રમાણે છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પ્રસ્તાવના | ૧ ગાથા સુધી | ૮ | કેવલજ્ઞાન | ૮૩૬ |
| ૨ | મ ગલ | ૭૮ | ૯ | ઉપક્રમ નિક્ષેપ અનુગમ નય | ૧૦૧૩ |
| ૩ | મતિજ્ઞાન | ૪૪૩ | ૧૦ | ઉપોદ્ઘાત મ ગલાદિ | ૧૦૭૯ |
| ૪ | શ્રુતજ્ઞાન | ૫૬૬ | ૧૧ | ક્ષપક ઉપશમશ્રેણિ વગેરે | ૧૪૨૩ |
| ૫ | અવધિજ્ઞાન | ૭૭૮ | ૧૨ | યોગ્યાયોગ્યપરીક્ષા | ૧૪૮૩ |
| ૬ | લબ્ધિઓ | ૮૦૮ | ૧૩ | ઉદ્દેશ નિર્દેશ અને નિર્ગમદ્વારો | ૧૫૪૮ |
| ૭ | મન પર્યવજ્ઞાન | ૮૨૨ | | | |

આ ભાષાન્તર સમિતિ તરફથી છપાઇને વેચાયલા ગ્રન્થોની આવકમાંથી ૧૯૭૮ની રતલામની સભાના ઠરાવથી બ્હાર પાડવામા આવ્યુ છે આ ગ્ર થનુ ભાષાન્તર શા. ચુનીલાલ હકમચ દે કર્યું છે તથા સુધારવાનુ કાર્ય સાક્ષર શ્રી કુંવરજી આનન્દજી તથા વિદ્યાપ્રેમી મગનલાલ ઉમેદચ દે કરેલ છે, માટે તેનો આસ્થળે આગમોદય સમિતિના સેક્રેટરી મહેસાણા નિવાસી શેઠ વેણીભાઇ સુરચ દ દ્વારા આ સમિતિ આભાર માને છે.

આગમોદય સમિતિ રતલામ વિક્રમ. સ ૧૯૭૯ શ્રાવણ શુદિ ૧.

# અનુક્રમણિકા

વાત્સલ્ય-સિંધુ

નમસ્કાર મહામંત્રના આરાધક-પ્રભાવક

પૂજ્ય ગુરૂદેવશ્રી પંન્યાસજી મહારાજ

શ્રી ભદ્રંકર વિજયજી ગણિવર્યશ્રી !

આપશ્રીને

આ વિશેષાવશ્યક-ગ્રંથનો અનુવાદ

અર્પિત કરતા હું આનંદ અનુભવું છું

આપશ્રી સંયમી બન્યા, ત્યારથી જ આ વિશેષાવશ્યક-ગ્રંથ આપના ચિંતન-મનનનો પ્રિય ગ્રંથ રહ્યો હતો. આપે આની પર અગાધ ચિંતન કરીને માખણ મેળવ્યુ. એનો રસાસ્વાદ અનેકને ચખાડયો. આત્મા આદિ વિષયક અનેક અકાટ્ય-યુક્તિઓના મહાસાગર સમા આ ગ્રંથમાંથી જ આપે પંથ મેળવીને ચિંતન-યાત્રાનો પ્રારંભ કર્યો અને સૌ પ્રથમ નમસ્કાર મહામંત્ર નામનું પુસ્તક, વિશેષાવશ્યકમાં આવતી નમસ્કાર નિર્યુક્તિના આધારે તૈયાર કર્યું. ત્યારથી નિત્ય નવા નવા ચિંતન દ્વારા નમસ્કાર મહામંત્ર, મૈત્રી, પરોપકાર, કૃતજ્ઞતા આદિ આરાધનાના મૂળભૂત વિષયો ઉપર અપૂર્વ કોટીના ચિંતન દ્વારા અનેક પુસ્તકોનું સર્જન કરીને જિજ્ઞાસુ આરાધક વર્ગને આરાધનામાં અપૂર્વ વેગ આપ્યો.

આપના પ્રિય વિષયોની ખાણભૂત હોવાથી, આપને અતિપ્રિય એવા આ ગ્રંથની વાચના મને આપે સ્વયં આપી હતી, તેથી તેના સંપાદન ટાણે આપશ્રીની સ્મૃતિ મને સદૈવ પ્રેરણા આપતી જ રહી છે

આપશ્રીની અદૃશ્ય આશિષથી સંપાદિત આ ગ્રંથ આપશ્રીને સમર્પિત કરવા દ્વારા સકળ શ્રી ચતુર્વિધ સંઘની સેવામાં રજૂ કરતા આનંદ અનુભવું છું

કૃપાકાંક્ષી બાળ

વજ્રસેન વિજય



—:o:—

વાત્સલ્ય-સિંધુ

નમસ્કાર મહામંત્રના આરાધક-પ્રભાવક

પૂજ્ય ગુરૂદેવશ્રી પંન્યાસજી મહારાજ

શ્રી ભદ્રંકર વિજયજી ગણિવર્યશ્રી !

આપશ્રીને

આ વિશેષાવશ્યક-ગ્રંથનો અનુવાદ

અર્પિત કરતા હું આનંદ અનુભવું છું

આપશ્રી સંયમી બન્યા, ત્યારથી જ આ વિશેષાવશ્યક-ગ્રંથ આપના ચિંતન-મનનનો પ્રિય ગ્રંથ રહ્યો હતો. આપે આની પર અગાધ ચિંતન કરીને માખણ મેળવ્યું. એનો રસાસ્વાદ અનેકને ચખાડયો. આત્મા આદિ વિષયક અનેક અકાટય-યુક્તિઓના મહાસાગર સમા આ ગ્રંથમાંથી જ આપે પંથ મેળવીને ચિંતન-યાત્રાનો પ્રારંભ કર્યો અને સૌ પ્રથમ નમસ્કાર મહામંત્ર નામનું પુસ્તક, વિશેષાવશ્યકમાં આવતી નમસ્કાર નિર્યુક્તિના આધારે તૈયાર કર્યું. ત્યારથી નિત્ય નવા નવા ચિંતન દ્વારા નમસ્કાર મહામંત્ર, મૈત્રી, પરોપકાર, કૃતજ્ઞતા આદિ આરાધનાના મૂળભૂત વિષયો ઉપર અપૂર્વ કોટીના ચિંતન દ્વારા અનેક પુસ્તકોનું સર્જન કરીને જિજ્ઞાસુ આરાધક વર્ગને આરાધનામાં અપૂર્વ વેગ આપ્યો.

આપનાં પ્રિય વિષયોની ખાણભૂત હોવાથી, આપને અતિપ્રિય એવા આ ગ્રંથની વાચના મને આપે સ્વયં આપી હતી, તેથી તેના સંપાદન ટાણે આપશ્રીની સ્મૃતિ મને સદૈવ પ્રેરણા આપતી જ રહી છે.

આપશ્રીની અદૃશ્ય આશિષથી સંપાદિત આ ગ્રંથ આપશ્રીને સમર્પિત કરવા દ્વારા સકળ શ્રી ચતુર્વિધ સંઘની સેવામાં રજૂ કરતા આનંદ અનુભવું છું

કૃપાકાંક્ષી બાળ

વજ્રસેન વિજય



## પ. પૂ. અધ્યાત્મમૂર્તિ સૂક્ષ્મતત્ત્વચિંતક
## પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર



જન્મ વિ. સં. ૧૯૫૯ માગસર સુદ ૩ પાટણ
દીક્ષા . વિ. સં. ૧૯૮૭ કારતક વદ-૩ મુંબઈ-ભાયખલા
પન્યાસપદ : વિ. સં. ૨૦૦૭ મહા સુદ ૧૨-પાલીતાણા
સ્વર્ગવાસ : વિ. સં. ૨૦૩૬ વૈશાખ સુદ ૧૪-પાટણ

॥ ॐ अर्हं ॥

॥ श्रीपरमात्मने नमः ॥

શ્રીમજ્જિનભદ્રગણિક્ષમાશ્રમણવિરચિત

# વિશેષાવશ્યકભાષ્ય

તથા

## મલધારી શ્રી હેમચંદ્રસૂરિકૃત શિષ્યહિતા નામની વૃત્તિના અનુસારે ગુજરાતી ભાષાનુવાદ

श्रीसिद्धार्थनरेन्द्रविश्रुतकुलव्योमप्रवृत्तोदयः,
सद्बोधांशुनिरस्तदुस्तरमहामोहान्धकारस्थितिः ।
दृप्ताशेषकुवादिकौशिककुलप्रीतिप्रणोदक्षमो
जीयादस्खलितप्रतापतरणिः श्रीवर्धमानो जिनः ॥१॥

શ્રી સિદ્ધાર્થ નરેન્દ્રના પ્રસિદ્ધ કુળરૂપ આકાશમાં ઉદય પામેલ. તથા દુઃખે છુટી શકાય એવા મહામોહરૂપ અન્ધકારનો. સદ્બોધ (કેવળ જ્ઞાન) રૂપ કિરણોથી નાશ કરનાર, તથા બધા અભિમાની કુવાદિરૂપ ઘુવડના સમૂહના આનંદનો નાશ કરવામાં સમર્થ એવા અસ્ખલિત પ્રતાપી સૂર્ય સમાન શ્રી વર્ધમાન જિનેશ્વર જય પામો.

येन क्रमेण कृपया श्रुतधर्म एष, आनीय मादृशजनेऽपि हि सम्प्रणीतः ।
श्रीमत्सुधर्मगणभृत्प्रमुखं नतोऽस्मि, तं सूरिसंघमनघं स्वगुरूंश्च भक्त्या ॥२॥

આ શ્રુતધર્મ અનુક્રમે લાવીને દયાથી મારા જેવા મનુષ્યને જેઓએ આપ્યો તે શ્રીમાન સુધર્મગણધર આદિ પવિત્ર આચાર્યોની પરંપરાને તથા મારા ગુરૂને હું ભક્તિથી નમું છું,

आवश्यकातिनिबद्धगभीरभाष्यपीयूषजन्मजलधिर्गुणरत्नराशिः ।
ख्यातः क्षमाश्रमणतागुणतः क्षितौ यः, सोऽयं गणिर्विजयते जिनभद्रनामा ॥३॥

આવશ્યક સૂત્રના ગંભીર ભાષ્યરૂપ અમૃતને ઉત્પન્ન કરવામાં સમુદ્રસમાન, ગુણરૂપ-રત્નોના સમૂહને ધારણ કરનાર, અને [1]ક્ષમાશ્રમણપણાના ગુણથી પૃથ્વીમાં જે પ્રસિદ્ધ થયા, તે આ શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજા ઉત્કર્ષવાન્ છે-જયવંતા વર્તે છે.

यस्याः प्रसादपरिवर्धितशुद्धबोधाः, पारं व्रजन्ति सुधियः श्रुततोयराशेः ।
सानुग्रहा मयि समीहितसिद्धयेऽस्तु, सर्वज्ञशासनरता श्रुतदेवताऽसौ ॥४॥

---

૧ જેઓ એક અથવા તેથી વધારે પૂર્વના શ્રુતને ધારણ કરનાર હોય તેઓને ક્ષમાશ્રમણ, વાચક, દિવાકર, આદિ વિશેષણો લાગુ પડે છે.

જેની પ્રસન્નતા વડે શુદ્ધબોધ વૃદ્ધિ પામવાથી પંડિતો શ્રુતસમુદ્રનો પાર પામે છે, એવા અને સર્વજ્ઞના શાસનમાં રાગ ધરાવનાર, એવા આ શ્રુતદેવતા, ઇષ્ટસિદ્ધિ માટે મારાપર કૃપાળુ થાઓ

[ શ્રી આવશ્યક સૂત્ર પ્રથમ અર્થથી તીર્થંકર મહારાજાએ કહ્યું છે, ગણધર મહારાજાએ તે સૂત્રથી રચ્યું છે,

[1]ચરણસિત્તરી અને [2]કરણસિત્તરીરૂપ ક્રિયાઓ. એ સૂત્રરૂપ વૃક્ષનું મૂળ છે, અને સામાયિક આદિ છ અધ્યયન રૂપ શાસ્ત્ર તેનો સ્કંધ છે, એ સૂત્ર અતિ ગંભીર અર્થ યુક્ત છે, તથા સર્વ સાધુ અને શ્રાવક વર્ગને નિરન્તર ઉપયોગી છે, એમ જાણીને એના ઉપર ચૌદ પૂર્વધર શ્રીમાન્ ભદ્રબાહુસ્વામિએ "आभिणिबोहिअनाणं सुयनाणं चेव ओहिनाणं च" (૭૯) ઇત્યાદિ ગાથાઓવડે કરેલ વ્યાખ્યાન નિર્યુક્તિના નામથી પ્રસિદ્ધ છે

આ છ અધ્યયનાત્મક આવશ્યક નિર્યુક્તિમાંથી સામાયિક અધ્યયનની નિર્યુક્તિનો અર્થ સૂક્ષ્મ વિચારણાથી જ જાણી શકાય તેવો હોવા છતાં. એ અતિશય ઉપકારી હોવાથી અમૃત જેવી મધુર વાણીથી શ્રીમાન્ જિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજે સામાયિક અધ્યયનની નિર્યુક્તિ ઉપર ભાષ્ય કર્યું. જેની શરૂઆત "कयपवयणप्पणामो" ઇત્યાદિ (૧) ગાથાથી થાય છે ]

આ ભાષ્ય ઉપર શ્રીમાન્ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ મહારાજે પોતે. તેમજ શ્રીમાન્ કોટ્યાચાર્ય મહારાજે વ્યાખ્યા કરી છે, પરંતુ તે ટીકાઓ અતિશય ગંભીર અને કંઈક સંક્ષિપ્ત (ટુંકી) હોવાથી, આ પાંચમા આરાના પ્રભાવથી અલ્પ બુદ્ધિવાળા અને કંઈક વિસ્તૃત વ્યાખ્યાની રૂચિવાળા શિષ્યોને, તે વૃત્તિઓ તેવા પ્રકારનો ઉપકાર કરી શકે નહિ. એમ માનીને, હું (મલધારી હેમચંદ્રસૂરી) મંદબુદ્ધિવાળો હોવા છતાં પણ, વિશેષ મન્દબુદ્ધિવાળા શિષ્યોને બોધ થાય અને શ્રુતનો અભ્યાસ થાય, તે માટે, સરળ વાક્યોની રચનાપૂર્વક કાંઈક વિસ્તારવાળી આ વૃત્તિ (વ્યાખ્યા) આરંભું છું

✓ પ્રારંભમાં ભાષ્યકાર વિઘ્નોની શાન્તિ માટે મંગળ, અને શિષ્યોની પ્રવૃત્તિ માટે અભિધેયાદિ કહે છે

कयपवयणप्पणामो, वोच्छं चरणगुणसंगहं सयलं ।
आवस्सयाणुओगं, गुरूवएसाणुसारेणं ॥१॥

પ્રવચનને પ્રણામ કરીને, ચરણ તથા ગુણના સંપૂર્ણ સંગ્રહરૂપ આવશ્યકના અનુયોગને, ગુરૂના ઉપદેશના અનુસારે, હું (જિનભદ્રગણી ક્ષમાશ્રમણ) કહીશ ૧

૧ જે વડે, જેથી અથવા જેને વિષે જીવાદિ પદાર્થો કહેવાય તે પ્રવચન ૨ જીવાદિ પદાર્થોથી વ્યાપ્ત, પ્રધાન, શ્રેષ્ઠ વચન તે પ્રવચન, અથવા આદિ વચન તે પ્રવચન શાસ્ત્ર અનાદિ છે, છતાં શાસ્ત્રનું આદિપણું અમુક તીર્થંકરની અપેક્ષાએ જાણવું, કેમકે "नमस्तीर्थाय" એ વચનથી તીર્થંકરો પણ શ્રુતને, તીર્થ સ્થાપન કરવા પહેલાં નમસ્કાર કરે છે ૩ અથવા જીવાદિ

---

૧–૫ મહાવ્રત ૧૦ યતિધર્મ ૧૭ સંયમ ૧૦ વૈયાવૃત્ય ૯ બ્રહ્મચર્યગુપ્તિ ૩ જ્ઞાનદર્શનચારિત્ર ૧૨ તપ ૪ કષાયનિગ્રહ એ ચરણ સિત્તરી

૨–૪ પિંડ વિશુદ્ધિ ૫ સમિતિ ૧૨ ભાવના ૧૨ સાધુપ્રતિમા ૫ ઇંદ્રિય નિરોધ ૨૫ પડિલેહણા ૩ ગુપ્તિ ૪ અભિગ્રહ એ કરણ સિત્તરી

તત્ત્વોને જે કહે તે પ્રવચન. ૪ અથવા શ્રમણ પ્રધાન ચતુર્વિધ સંઘ જે દ્વાદશાંગરૂપ ગણિપિટકના ઉપયોગમાં તદાકાર હોવાથી, તે પણ પ્રવચન કહેવાય. એવા પ્રવચનને નમસ્કાર કરીને, ચરણ-ગુણના સંગ્રહરૂપ આવશ્યકનો અનુયોગ-વ્યાખ્યા કહીશ, જેથી સંસાર સમુદ્રના પાર પમાય.

૧ મુમુક્ષુજીવો જેનું આચરણ કરીને મોક્ષને પામે છે તે ચરણ એટલે વ્રત=શ્રમણ ધર્મ આદિ મૂલગુણો અને ગુણ એટલે પિંડવિશુદ્ધિ આદિ ઉત્તરગુણો ૨ અથવા ચરણ એટલે દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્ર, તથા ગુણ એટલે દર્શન અને જ્ઞાન તે ત્રણે (દેશ-સર્વવિરતિ દર્શન તથા જ્ઞાન) નો સંગ્રહ કરનાર આ અનુયોગ કહીશ

૧ આવશ્યક કરવા યોગ્ય તે આવશ્યક-સામાયિક આદિ ૬ જ્ઞાનાદિ ગુણ રહિત આત્માને જ્ઞાનાદિ ગુણથી યુક્ત કરે તે (આવાસક) આવશ્યક. તેના વિધિ-પ્રતિષેધથી અર્થની પ્રરૂપણા કરવા રૂપ અનુયોગને કહીશ.

પ્રશ્ન :-આવશ્યકનો અનુયોગ એટલે આવશ્યકનું વ્યાખ્યાન, અને ચરણ ગુણ સંગ્રહ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્રનો સમુદાય. આ પ્રમાણે ભિન્ન અર્થવાળા બન્ને શબ્દો હોવાથી જ્ઞાન આદિ ત્રણેની વ્યાખ્યા આવશ્યકના અનુયોગથી કેમ બની શકે?

ઉત્તર :-સમ્યકત્વસામાયિક-શ્રુતસામાયિક-અને ચારિત્રસામાયિક. એમ ત્રણ પ્રકારે સામાયિક છે તેથી એકલા સામાયિકનો અનુયોગ પણ, સંપૂર્ણ ચરણ-ગુણનો સંગ્રાહક છે, તો પછી સમસ્ત આવશ્યક કે જે સામાયિક આદિ છ અધ્યયનમય છે, તેના અનુયોગ સંપૂર્ણ ચરણ ગુણનો સંગ્રાહક હોય, એમાં નવાઈ શી? આ પ્રમાણે આવશ્યક સંપૂર્ણ ચરણ-ગુણ સંગ્રહયુક્ત હોવાથી, આવશ્યકના અનુયોગને પણ, સંપૂર્ણ ચરણ-ગુણનો સંગ્રાહક કહ્યો. જેમકે-જેના હાથમાં દંડ હોય તે દંડી કહેવાય તેમ અહીં સંપૂર્ણ ચરણગુણનો સંગ્રહ આવશ્યકના અનુયોગમાં રહેલો છે, માટે આવશ્યકનો અનુયોગ, તે સંપૂર્ણ ચરણ ગુણ સંગ્રાહક કહી શકાય

અથવા ચારિત્ર અને ગુણોનો સંગ્રહ જે આવશ્યકના-અનુયોગમાં હોય તે અનુયોગ ચરણગુણ સંગ્રાહક કહેવાય. આ પ્રમાણે બહુવ્રીહિ સમાસથી અર્થ કરતાં, કાંઈ જ શંકા રહેતી નથી માત્ર "સકળ" એ વિશેષણ આવશ્યકના અનુયોગનું સમજવું પણ તે ચરણ-ગુણ સંગ્રહના સંપૂર્ણપણાની અપેક્ષાએ સમજવું પણ આ બહુવ્રીહિ સમાસ ક્લિષ્ટ હોવાથી ગૌણ છે. એટલે કે ચરણ ગુણ સંગ્રહના સંપૂર્ણપણાને દર્શાવવા માટે, આવશ્યકના અનુયોગને સંપૂર્ણપણાનું વિશેષણ આપવું, એ ઠીક લાગતું નથી, માટે બીજી વ્યાખ્યાની ઉપેક્ષા કરવામાં આવે છે

પ્રશ્ન :-"સામાયિક ત્રણ પ્રકારનું છે" ઇત્યાદિ વચનથી સામાયિક સંપૂર્ણ ચરણ ગુણ સંગ્રાહક છે પણ તેથી સામાયિકનો અનુયોગ પણ સંપૂર્ણ ચરણગુણ સંગ્રાહક છે, તે કેમ સિદ્ધ થાય?

ઉત્તર :-અહીં સામાયિક એ વ્યાખ્યેય એટલે વ્યાખ્યા કરવા યોગ્ય છે અને અનુયોગ તે વ્યાખ્યાન છે વ્યાખ્યેય અને વ્યાખ્યાન એકજ અભિપ્રાયવાળા હોય છે અહીં અભેદ વિવક્ષા કરી છે એટલે સામાયિક અને સામાયિકના અનુયોગનો ભેદ ગણવામાં આવ્યો નથી. આ પ્રમાણે સંપૂર્ણ ચરણ-ગુણ સંગ્રહરૂપ જે સ્વરૂપ વિશેષણ કહ્યું, તેનાથી ભાષ્યકાર મહારાજે આવશ્યકના અનુયોગની મહાર્થતા જણાવી.

પ્રશ્ન :–જો તમે માત્ર પોતાની કલ્પનાથી આવશ્યકનો અનુયોગ કહેશો, તો પંડિતોને તે ગ્રાહ્ય નહિ થાય, કારણ કે માર્ગમાં રખડતા પુરૂષનું વચન જેમ વિશ્વાસ કરવા લાયક નથી તેમ છદ્મસ્થનું સ્વતંત્રપણે કહેલ વચન પણ વિશ્વાસ કરવા લાયક નહિ બને

ઉત્તર :–છદ્મસ્થ છતા પરમગુરૂના ઉપદેશની અપેક્ષા ગણ્યા વિના સ્વતંત્રપણે કંઈ પણ કહેવાય, તે વિશ્વાસ પાત્ર ન થાય એમ અમે પણ માનીએ છીએ પણ અમે એ રીતે સ્વતંત્રપણે કહેતા નથી, પરન્તુ તીર્થંકર–ગણધર આદિના તાત્ત્વિક ઉપદેશ અનુસારે કહીએ છીએ, જેથી અમે કહેલ આવશ્યકનો અનુયોગ, વિદ્વાનોને અગ્રાહ્ય અથવા અવિશ્વસનીય નહિ થાય

પ્રશ્ન :–આ ભાષ્યમાં શ્રીમાન્ ભદ્રબાહુ સ્વામી વિરચિત 'સામાયિક નિર્યુક્તિ' ની વ્યાખ્યા કરાશે, છતાં આવશ્યકનો અનુયોગ કહેવાશે, એમ કહો છો, તો આમ પરસ્પર વિરૂદ્ધ કેમ કહો છો ?

ઉત્તર :–એ કથન અમારા અભિપ્રાય જાણ્યા સિવાયનું છે કેમકે સામાયિક એ ષડ્વિધ આવશ્યકનો એક વિભાગ હોવાથી, આવશ્યકરૂપ જ છે. અને સામાયિક નિર્યુક્તિ તે તેના વ્યાખ્યાન રૂપ છે. વ્યાખ્યેય અને વ્યાખ્યાન ઉભય એકજ અભિપ્રાય વાળા હોય છે, એમ અમે ઉપર કહી આવ્યા છીએ, માટે સામાયિક અને સામાયિકની નિર્યુક્તિ એ બન્ને આવશ્યક સ્વરૂપ છે, અને તેનું આ ગ્રંથમાં વ્યાખ્યાન કરાશે, તેથી "આવશ્યકનો અનુયોગ કહીશું" એ સંગત છે

આ પહેલી ગાથાના 'કયપવયણપ્પણામો' એ પ્રથમ પાદથી વિઘ્નના સમુદાયનો નાશ કરવા માટે મંગળભૂત ઇષ્ટદેવતાને નમસ્કાર કર્યો છે, અને શેષ ત્રણ પાદથી (૧) અભિધેય (૨) પ્રયોજન અને (૩) સંબંધ કહ્યા છે

(૧) "आवस्सयाणुओगं वोच्छं"–એટલે આવશ્યકનો અનુયોગ કહીશ" એ પદથી આ ગ્રંથમાં આવશ્યકનો અનુયોગ તે અભિધેય છે

(૨) સંપૂર્ણ ચરણ–ગુણ સંગ્રાહક હોવાથી આ શાસ્ત્ર, જ્ઞાન–દર્શન–ચારિત્રનો આધાર છે, અને તદ્રૂપ શાસ્ત્ર, તે શ્રવણ-પઠન આદિ વડે સ્વર્ગ તથા મોક્ષનું કારણ થાય છે તેથી, સ્વર્ગ અને મોક્ષ એજ, આ શાસ્ત્રના પઠન આદિનું પ્રયોજન છે

(૩) અહિં વાચ્ય–વાચકભાવ નામનો સંબંધ છે, એટલે કે આ ગ્રંથમાં આવશ્યકનો અનુયોગ એ વાચ્ય છે, અને અક્ષરાત્મક આ ગ્રંથ તે વાચક છે.

આ પ્રમાણે અભિધેય આદિના કથનથી શાસ્ત્ર શ્રવણ આદિમાં શિષ્યની પ્રવૃત્તિ સિદ્ધ કરી, જો અભિધેય ન કહ્યા હોય તો "આ શાસ્ત્ર અભિધેય આદિથી રહિત હોવાથી સાંભળવા યોગ્ય નથી." એમ માનીને કોઇ તેના શ્રવણ આદિમાં પ્રવૃત્તિ ન કરે

શિષ્યને શાસ્ત્રમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે, શાસ્ત્રની આદિમાં મંગળ અભિધેય પ્રયોજન અને સંબંધ કહેવા જોઇએ નહિતર શિષ્યની પ્રવૃત્તિ ન થાય

પ્રશ્ન :–અર્હન્તઆદિ દેવો દેવપણે પ્રસિદ્ધ છે, તો તેમને મૂકીને ગ્રંથકારે પ્રવચનને નમસ્કાર શા માટે કર્યો ?

ઉત્તર :–"नमस्तीर्थाय" એવું વચન તીર્થંકર મહારાજાઓ પણ દેશનાની શરૂઆતમાં કહે છે, તેથી અર્હન્તોને પણ તીર્થશબ્દથી વંદનીય એવું પ્રવચન નમસ્કાર કરવા યોગ્ય છે વળી પ્રવચનના ઉપદેશથીજ આપણે અર્હન્ત આદિને જાણી શકીએ છીએ, તેમજ પ્ર

આધારથીજ તીર્થ-શાસન પણ દીર્ઘકાળ પર્યન્ત પ્રવર્તે છે તેથી અપેક્ષાએ સંઘના કરતા પણ પ્રવચન મુખ્ય હોવાથી, અને તે પ્રવચન જ્ઞાનાદિગુણાત્મક હોવાથી તેને મંગલ તરીકે સ્વીકારવું, એ કંઈ વિરૂદ્ધ નથી. વળી પ્રવચનને નમસ્કાર કરતા ભાષ્યકારશ્રીએ આગમજ્ઞાનના જ્ઞાનરસ વડે રક્તહૃદયથી પ્રવચન ઉપર પોતાની અતિશય ભક્તિ જણાવી છે મંગળ આદિની વિસ્તૃત વિચારણા આગળ આવશે.

મહાબુદ્ધિશાળી પૂર્વાચાર્યોએ આ ગાથાનુ અને આખા ગ્રન્થનુ ગંભીરવાક્યરચનાથી વ્યાખ્યાન કર્યું છે તે વ્યાખ્યાન જો કે યુક્ત છે. પરન્તુ ડ્રપાળા માણસ વધુ ડ્રપાળા થાય, તો કોઢીઓ કહેવાય, તેમ સાંપ્રતકાળના મન્દબુદ્ધિવાળા શિષ્યોને તે વ્યાખ્યાન સારી રીતે અર્થજ્ઞાન કરાવી શકે તેમ નથી. એમ જાણીને મન્દમતિવાળા એવા મેં આગમથી પણ મન્દમતિવાળા શિષ્યો સમજી શકે તેટલા માટે, જેવી રીતે આ ગાથાની સરળ વ્યાખ્યા કરી છે તેવીજ રીતે આ આખા ગ્રન્થની સરળ વ્યાખ્યા કરીશ

પ્રશ્ન :-મહાબુદ્ધિશાળી પૂર્વાચાર્યોના વચનથી જેઓને અર્થબોધ ન થયો, તેઓને તમારા જેવાના વચનથી અર્થબોધ કેમ થશે?

ઉત્તર :-સમાનશીલવાળાના વચનથી જ સમાનશીલવાળા પુરૂષોને અર્થબોધ થાય છે. ગામડીયાઓને ગામડીયાઓથી અને મ્લેચ્છોને મ્લેચ્છોથી સહેલાઈથી અર્થનુ જ્ઞાન થાય છે. પણ પંડિતોથી નથી થતુ. તેવી રીતે મંદબુદ્ધિવાળાને મંદબુદ્ધિવાળાએ કહેલ સરળભાષાથી અર્થજ્ઞાન થાય છે, પરન્તુ વિવિધપ્રકારની સંસ્કારવાળી રચનાથી નથી થતુ.

અહીં આવશ્યકનો અનુયોગ કહેવાનો છે એમ કહ્યુ. પરંતુ એનુ ફલ આદિ શું છે, કે જેને જાણીને અમે તે શ્રવણ માટે પ્રવૃત્તિ કરીએ? બુદ્ધિમાન વિનીત શિષ્યની આવી જીજ્ઞાસા તૃપ્ત કરવાને આચાર્યશ્રી આવશ્યકના અનુયોગ સંબંધી ફલ આદિ કહેવા માટે સંગ્રહની ગાથા કહે છે.

तस्स फल–जोग–मंगल–समुदायत्था तहेव दाराइं ।

तब्भेय–निरुत्ति–क्कम–पओयणाइं च वच्चाइं ॥२॥

તેનુ (આવશ્યકના અનુયોગનુ) [1]ફળ, [2]યોગ, [3]મંગળ, [4]સમુદાયાર્થ, [5]અનુયોગના દ્વારો, [6]તે દ્વારોના ભેદ, [7]નિરૂક્તિ, [8]ક્રમ અને [9]પ્રયોજન કહેવાના છે ૨.

૧-આ ગ્રંથમાં બુદ્ધિમાન પ્રવૃત્તિ કરે તે માટે આવશ્યક અનુયોગનુ મોક્ષપ્રાપ્તિરૂપ ફળ કહેવાશે.

૨-આવશ્યકનો અનુયોગ શિષ્યને ક્યારે આપવો? તે રૂપ યોગ એટલે સંબંધ અથવા પ્રસ્તાવ કહેવાશે.

૩-આવશ્યકનો અનુયોગ કહેતા મંગળ કયુ છે? તેનો નિશ્ચય કરાશે.

૪-સામાયિકાદિ અધ્યયનોનો "सावज्जजोगविरई उक्कित्तण गुणवओ य पडिवत्ती" ઇત્યાદિ ગાથા (૯૦૨) વડે સાવદ્યયોગની વિરતિ આદિરૂપ સમુદાયાર્થ કહેવાશે.

૫-તેમજ ઉપક્રમ નિક્ષેપ આદિ અનુયોગના દ્વારો કહેવાશે

૬-અને તે ૬ દ્વારોના ભેદો કહેવાશે જેમકે-આનુપૂર્વી, નામ, પ્રમાણ, વક્તવ્યતા, અર્થાધિકાર, અને સમવતાર એ છ પ્રકારે ઉપક્રમ છે, ઓઘનિષ્પન્ન નામનિષ્પન્ન અને સૂત્રા-

લાપકનિષ્પન્ન એમ ત્રણ પ્રકારે નિક્ષેપ છે, સૂત્ર અને નિર્યુક્તિના ભેદથી અનુગમ બે પ્રકારે છે, નૈગમાદિક નયો સાત પ્રકારે છે, ઇત્યાદિ ભેદો કહેવાશે.

૭—આરંભ કરવા નજીક લાવવુ તે ઉપક્રમ, નજીક લવાયેલ શાસ્ત્રનું નામ આદિ ભેદોથી સ્થાપન કરવુ તે નિક્ષેપ, ઇત્યાદિ શબ્દની વ્યુત્પત્તિરૂપ નિરૂક્ત કહેવાશે

૮—તે પછી એ ઉપક્રમાદિ દ્વારોનો નિયતક્રમ કહેવાશે, જેમકે આરભ નહિ કરાએલાનો નિક્ષેપ નથી કરાતો, નિક્ષેપ નહિ કરાએલાનો અનુગમ નથી થતો ઇત્યાદિ

૯—આ ઉપક્રમાદિ દ્વારો શાસ્ત્ર જાણવામા નગરદ્વારના દૃષ્ટાન્તની જેમ ઉપકારી છે. જેમકે કોઈ કિલ્લાવાળા મોટા નગરને એક પણ દરવાજો ન હોય, તો તે નગરમા લોકો આશ્રય કરતા નથી તેમજ એકાદ દરવાજો હોય, તો પણ તેમા જવા આવવાની મુશ્કેલી પડે, પરન્તુ નાના નાના અનેક દરવાજા સહિત મુખ્ય ચાર દરવાજા હોય તો તેમા સર્વજનો સુખે આશ્રય કરે, અને તેમા જવા આવવાની પણ સુગમતા થાય, તેવીજ રીતે આ શાસ્ત્ર પણ ઉપક્રમ આદિ દ્વારોવાળુ હોવાથી, તેનો સુખ પૂર્વક બોધ થઈ શકે તેમ છે, તેથી તેનુ ગ્રહણ ધારણ ચિન્તન આદિ સરળતાથી થાય છે આવી રીતે ઉપક્રમાદિ દ્વારોનુ પ્રયોજન છેવટે કહેવાશે

૧ ફળદ્વાર

આ સગ્રહગાથાનો વિસ્તારથી અર્થ કહેવાની ઇચ્છા રાખનાર ભાષ્યકાર મહારાજ વિદ્વાનોની પ્રવૃત્તિ માટે પ્રથમ આવશ્યકના અનુયોગનુ ફલ પ્રતિપાદન કરનારી ગાથા કહે છે

नाण–किरियाहिं मोक्खो, तम्मयमावस्सयं जओ तेण ।
तव्वक्खाणारम्भो, कारणओ कज्जसिद्धि त्ति ॥३॥

જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે, અને આવશ્યક સૂત્ર જ્ઞાનક્રિયામય છે, તેથી તે આવશ્યકના વ્યાખ્યાનનો આરભ કર્યો છે કેમકે કારણથી કાર્યની સિદ્ધિ થાય છે. ૩

(૧) સમ્યગ્બોધરૂપ જ્ઞાન, તથા (૨) સાવદ્ય યોગની વિરતિ, અને નિરવદ્ય યોગનુ સેવન કરવારૂપ ક્રિયા, એ ઉભયથી સર્વકર્મરૂપ કલકનો નાશ થવા રૂપ મોક્ષ સધાય છે, એ વાત સર્વ શિષ્ટપુરૂષોને માન્ય છે અહી સમ્યગ્દર્શન તે સમ્યગ્ જ્ઞાનમા અન્તર્ભૂત છે, કેમકે સમ્યગ્દર્શનથી યુક્ત જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે, અને સમ્યગ્દર્શનથી રહિત જ્ઞાન તે અજ્ઞાન સ્વરૂપ છે

પ્રશ્ન—જો જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે, તો પછી અહી આવશ્યકનો અનુયોગ કહેવાનુ શુ પ્રયોજન છે ? કે જેથી મોક્ષની માટે બુદ્ધિમાનો આ આવશ્યક–અનુયોગમા પ્રવૃત્તિ કરે ?

ઉત્તર—આ આવશ્યક (અનુયોગ) એ જ્ઞાન ક્રિયાનુ કારણ છે તેથી તે જ્ઞાનક્રિયા સ્વરૂપ જ છે, જેમ ઘી આયુની વૃદ્ધિનુ કારણ હોવાથી, લોકમા ઉપચારથી ઘીને આયુષ્ય કહેવાય છે નડ્વલનુ પાણી પગના રોગનું કારણ હોવાથી, તેને પગનો રોગ કહેવાય છે, આવી રીતે લોકમા કારણને ઉપચારથી કાર્ય કહેવાય છે, તેમ પ્રસ્તુત અનુયોગના વિષયભૂત સામાયિકાદિ છ અધ્યયન સ્વરૂપ આવશ્યક પણ સમ્યગ્જ્ઞાનક્રિયાનુ કારણ હોવાથી, સમ્યગ્જ્ઞાનક્રિયાસ્વરૂપ છે માટે એ આવશ્યકસૂત્રનુ અધ્યયન શ્રવણ ચિન્તન અને તેમા કહેલ અનુ-

દાન કરનારને આવશ્યક સમ્યગ્જ્ઞાનક્રિયાની પ્રાપ્તિ થવાથી મોક્ષ ફળની સિદ્ધિ થાય છે. આ કારણથી આવશ્યકના અનુયોગમા બુદ્ધિમાનોએ પ્રવૃત્તિ કરવી

પ્રશ્ન —જો એ પ્રમાણે "આવશ્યકથી જ્ઞાન ક્રિયાની પ્રાપ્તિ અને તેથી મોક્ષરૂપ ફળની સિદ્ધિ થાય છે." તો તે પરંપરાએ આવશ્યકનુ ફળ થયુ પણ તેના અનુયોગનુ ન થયુ. અને અહી તો આવશ્યકના અનુયોગના ફળનો વિચાર ચાલે છે

ઉત્તર :—આવશ્યક એ વ્યાખ્યેય છે. અને અનુયોગ એ તેનું વ્યાખ્યાન છે. વ્યાખ્યાનમા વ્યાખ્યેયગત સર્વ અભિપ્રાય પ્રગટ કરાય છે તેથી વ્યાખ્યેયનુ જે ફળ તે વ્યાખ્યાનનુ અવશ્ય જાણવુ. કારણ કે વ્યાખ્યેય અને વ્યાખ્યાન બન્ને એકજ અભિપ્રાયવાળા હોય છે માટે મોક્ષ ફળ ઇચ્છનારાએ આવશ્યકના અનુયોગમા અવશ્ય પ્રવૃત્તિ કરવી જોઈએ. કેમકે તેથી જ્ઞાન-ક્રિયાની પ્રાપ્તિ, અને જ્ઞાન-ક્રિયા પાળવાથી મોક્ષરૂપી ફળની સિદ્ધિ થાય છે

પ્રશ્ન — જો કે આવશ્યકના અનુયોગથી જ્ઞાન-ક્રિયાની પ્રાપ્તિ અને તેથી મોક્ષની સિદ્ધિ થાય, તો પણ તેમાજ શા માટે પ્રવૃત્તિ કરવી? અને બીજે ગમે ત્યા [1]ષષ્ટિતંત્રાદિમા કેમ ન કરવી?

ઉત્તર — કારણથી જ કાર્યની સિદ્ધિ થાય છે જેમકે સારી રીતે નિશ્ચિત થએલા કારણમા બુદ્ધિમાનો પ્રવૃત્તિ કરે, તોજ સંપૂર્ણ ઇચ્છિત કાર્ય સિદ્ધ થાય. પણ જો તેથી ઉલટુ કારણ વિના જ કાર્ય સિદ્ધ થતુ હોય. તો ઘાસમાથી પણ સુવર્ણ-મણિ-મોતી વિગેરેની પ્રાપ્તિ થવી જોઈએ, અને તેમ થતા આખુ જગત્ સમૃદ્ધ થઈ જાય. પરન્તુ એમ થવુ અસંભવિત છે અહી પ્રસ્તુતમા આવશ્યકનો અનુયોગ જ પરંપરાએ મોક્ષનુ કારણ છે પણ ષષ્ટિતંત્રાદિ શાસ્ત્ર મોક્ષના કારણો નથી. કારણ કે આ આવશ્યકનો અનુયોગ જ્ઞાન-ક્રિયા ઉત્પન્ન કરવા દ્વારા મોક્ષને સાધે છે, અને બીજા ષષ્ટિતંત્રાદિ શાસ્ત્રો જ્ઞાન ક્રિયારૂપ ન હોવાથી પરંપરાએ પણ મોક્ષને સાધનાર નથી.

## ૨ : યોગદ્વાર

मव्वस्स मोक्खमग्गाहिलासिणो ठियगुरुवयणस्स ।
आईए जोगमिणं बाल गिलाणस्स वाहारं ॥४॥

ગુરૂના ઉપદેશ પ્રમાણે ચાલનાર અને મોક્ષમાર્ગના અભિલાષી એવા ભવ્યજીવને સર્વ શ્રુતની આદિમા બાળ અથવા રોગીને ઉચિત આહાર આપવાની પેઠે પ્રથમ આ આવશ્યક સૂત્ર જ આપવુ જોઈએ. ૪

સમગ્ર દ્વાદશાગીરૂપ શ્રુતનો અભ્યાસ કરાવવા અગાઉ. ગુરૂ શિષ્યને આવશ્યકનો ઉપદેશ કરે છે મોક્ષે જવાને લાયક જીવને 'ભવ્ય' કહેવામા આવે છે, ભવ્ય છતા પણ મોક્ષની અભિલાષા વિનાનો હોય, તો તે દૂરભવ્ય કહેવાય, તેવા દૂરભવ્યને આવશ્યકનો અનુયોગ આપવો ઉચિત નથી, માટે મોક્ષમાર્ગનો અભિલાષી એટલે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ

---

૧ ષષ્ટિતંત્ર એ સાખ્યદર્શનનો મૂળ ગ્રંથ છે, તેમા ૬૦ વિષયોપર વર્ણન કરાયેલુ છે તે માટે જુઓ ઈશ્વરકૃત સાખ્યકારિકા, અને તે ઉપરની વાચસ્પતિમિશ્રની સાખ્યતત્ત્વકૌમુદી નામની ટીકા તથા ગૌડપાદાચાર્યનુ ભાષ્ય

ઉત્તરોત્તર વિશુદ્ધ ગુણને ઇચ્છનારો હોય, તથા ગુરૂના ઉપદેશમા સ્થિત હોય-ગુરૂનો ઉપદેશ કર્તવ્યપણે પરિણમાવેલ હોય. તેવા શિષ્યને આવશ્યકનો અનુયોગ આપવો.

શિષ્ય ઉત્તરોત્તર વિશુદ્ધ ગુણને ઇચ્છનાર હોય. પણ જો ગુરૂના ઉપદેશમા સ્થિર ન હોય. તો તેને આવશ્યકનું વ્યાખ્યાન ન કરવુ તે તાત્પર્યાર્થ છે બાળક અથવા રોગીને વૈદ્યો જેમ ઉચિત આહાર આપે છે. તેમ આચાર્ય મહારાજ પૂર્વોક્ત શિષ્યને શરૂઆતમા આવશ્યકનો અનુયોગ આપે છે અર્થાત્ વૈદ્યો શરૂઆતમા બાળકને હલકો મધુર આદિ આહાર આપે છે, અને રોગીને રાબ, મગ. ઓસામણ વિગેરે જે વખતે તે ઉત્તરોત્તર-બળ-પુષ્ટિ આદિનો હેતુ હોય એવો આહાર આપે છે તેવી જ રીતે ઉપર જણાવેલ એવા ભવ્યાત્માને ઉત્તરોત્તર ગુણવૃદ્ધિના કારણભૂત આવશ્યકનો ઉપદેશ શ્રી તીર્થંકર. ગણધરો કહે છે.

ઉત્તમ પ્રકારના ભવ્યાત્માને શરૂઆતમા આવશ્યક આપવુ યોગ્ય છે, એટલુ જ જાણીને ગુરૂમહારાજ તે ભવ્યને આવશ્યક આપે છે કે બીજી કોઈ વિધિની અપેક્ષા રાખે છે ? શિષ્યની આવી શંકાનુ સમાધાન કરવાને શ્રીગુરૂમહારાજ કહે છે કે—

कयपचनमोक्कारस्स दिन्ति सामाइयाइय विहिणा ।
आवासयमायरिया कमेण तो सेसयमुय पि ॥५॥

જેણે મગળ માટે પચનમસ્કારનો ઉચ્ચાર કર્યો હોય. એવા શિષ્યને આચાર્ય મહારાજ વિધિપૂર્વક સામાયિકાદિ આવશ્યક આપે છે, અને તે પછી તેવી જ રીતે સર્વશ્રુત પણ આપે છે ૫

મગળ માટે જેણે પચનમસ્કારનો ઉચ્ચાર કર્યો હોય. એવા ભવ્યાદિવિશેષણયુક્ત શિષ્યને પ્રશસ્ત દ્રવ્ય ક્ષેત્ર કાળ ને ભાવરૂપ તથા પ્રશસ્ત દિશા તરફ રહેવુ જોઈએ, તે રૂપ શાસ્ત્રોક્ત વિધિથી જ સામાયિકાદિરૂપ આવશ્યક સૂત્ર આચાર્ય મહારાજ આપે છે પરન્તુ આ યોગ્ય છે, એટલુ જ માત્ર જાણીને સૂત્રાદિની વાચના આપતા નથી આ પ્રમાણે આવશ્યક આપ્યા પછી આચારાગાદિ શ્રુત આપે છે, અને એમ કરતા કરતા શિષ્યને સર્વ શ્રુત સમુદ્રનો પાર પમાડે છે

આવશ્યક સૂત્રની માફક તેના અનુયોગને આપવામા પણ આજ વિધિ છે, તે જણાવવાને કહે છે—

तेणेव याऽणुओग, कमेण तेणेव याऽहिगारोऽयं ।
जेण विणेयहियत्थाय, थेरकप्पक्कमो एसो ॥६॥

તે સૂત્ર આપવાના અનુક્રમથી જ આચાર્ય મહારાજ અનુયોગને પણ આપે છે, અને તે જ ક્રમે આ આવશ્યક સૂત્રના અનુયોગનો પણ અધિકાર છે, કેમકે શિષ્યવર્ગના હિત માટે સ્થવિર કલ્પનો આગળ કહેવાશે તેવો ક્રમ છે ૬

ઉપર પાચમી ગાથામા કહ્યા મુજબ પચનમસ્કાર ઉચ્ચારણ કરવારૂપ સૂત્ર વિધિના અનુક્રમથી, વ્યાખ્યાનરૂપ અનુયોગ આચાર્ય મહારાજ શિષ્યને આપે છે આવશ્યક સૂત્રપ્રદાનક્રમ અને આવશ્યક વ્યાખ્યાનપ્રદાનક્રમ આ બે પ્રકારના અનુક્રમમા અહી અનુયોગ અનુક્રમ પ્રસ્તુત હોવાથી આ ગાથાના પ્રારભથી અનુયોગપ્રદાનનો અધિકાર અહિ ઇષ્ટ છે કારણ કે શિષ્ય વર્ગને ઉત્તરોત્તર ગુણ પ્રાપ્તિ માટે સ્થવિરોનો એટલે ગચ્છવાસી સાધુઓનો. સામાચારી વિશેષ રૂપ આવો કલ્પ છે.

એ કલ્પનુ સ્વરૂપ અને ક્રમ હવે પછીની ગાથામા કહેશે

पव्वज्जा सिक्खावयमत्थग्गहण च अनिअओ वासो ।

निप्फत्ती य विहारो, सामायारी ठिई चेव ॥७॥

[1]પ્રવજ્યા, [2]શિક્ષાપદ, [3]અર્થ ગ્રહણ [4]અનિયતવાસ, [5]નિષ્પત્તિ, [6]વિહાર, અને [7]સામાચારીની સ્થિતિ (આ સાત પ્રકારે સ્થવિર કલ્પના ક્રમ છે) ૭.

૧-પ્રવ્રજ્યા=પ્રથમ તો ગુણવાન ગુરુએ વિધિપૂર્વક આલોચના કરીને, યોગ્ય વિનીત શિષ્યને પ્રશસ્ત દ્રવ્યક્ષેત્ર આદિમા વિધિપૂર્વક દીક્ષા આપવી. તે પછી

૨ શિક્ષાપદ=એ દીક્ષા આપેલ શિષ્યને શિક્ષાનો અધિકાર હોય છે તે શિક્ષા બે પ્રકારની છે એક ગ્રહણશિક્ષા એટલે શાસ્ત્રનો અભ્યાસ, અને બીજી આસેવનાશિક્ષા એટલે પડિલેહણ આદિ ક્રિયા શિખવવી તેમા બાર વર્ષ પર્યંત સૂત્ર ભણવુ. તે ગ્રહણશિક્ષા અને પડિલેહણાદિ ક્રિયાનો ઉપદેશ તે આસેવનાશિક્ષા

(આ ગાથામા જે સિક્ખાવય પદ છે. તેની અમે શિક્ષાપદ એવી વ્યાખ્યા કરી છે છતા બીજા આચાર્યો શિક્ષા શબ્દથી વ્રતપદ જુદુ કરીને એવો અર્થ કરે છે કે શિક્ષા દશવૈકાલિકનુ ચોથુ અધ્યયન કે આચારાગનુ શસ્ત્રપરિજ્ઞા અધ્યયન થયા પછી પચ મહાવ્રત અને છઠ્ઠુ રાત્રિ ભોજન વિરમણ રૂપ જે વ્રતો, તેમા શિષ્યને સ્થાપન કરવો. તે શિક્ષાવ્રત, પરન્તુ બૃહત્કલ્પચૂર્ણિમા અને પ્રાચીનટીકામા એ પ્રમાણે જણાતુ નથી. તેથી એ વ્યાખ્યાનની ઉપેક્ષા કરીએ છીએ)

૩-અર્થગ્રહણ=દીક્ષા ગ્રહણ કરાવ્યા પછી શિષ્યને બાર વર્ષ પર્યન્ત સૂત્ર ભણાવવુ. તે પછી બાર વર્ષ પર્યન્ત એ સૂત્રનો અર્થ સમજાવવો. કારણ કે જેમ હળ રેંટ અથવા ઘાણીમાથી છુટેલો ભૂખ્યો બળદ, સારૂ અથવા ખરાબ ઘાસ સ્વાદનો અનુભવ કર્યા સિવાય ખાઈ જાય છે, અને પછી વાગોળતી વખતે એનો સ્વાદ અનુભવે છે, તેવીજ રીતે શિષ્ય પણ પ્રથમ અર્થ જાણ્યા વિના, બાર વર્ષ સુધી સૂત્ર ભણે તે વખતે તેનો અર્થ નહિ જાણવાથી, શિષ્યને રસ પડતો નથી, પરન્તુ અર્થ ગ્રહણ કરતી વખતે રસ પડે છે.

અથવા જેમ ખેડુત પ્રથમ ડાંગર આદિ ધાન્ય વાવે છે, પછી તેનુ રક્ષણ કરીને પકવે છે, તે પછી તેને કાપી મસળી સાફ કરીને ઘેર લાવીને, નિશ્ચિતપણે તેનો ઉપભોગ કરે છે, જો તેમ ન કરે તો, ધાન્ય વાવવા આદિનો તેનો શ્રમ નિષ્ફળ જાય. તેજ પ્રમાણે શિષ્ય પણ બાર વર્ષ સુધી સૂત્ર ભણીને, જો તેનો અર્થ ગ્રહણ ન કરે, તો તેને તેના અધ્યયનનો શ્રમ નિષ્ફળ જાય માટે સૂત્ર ભણ્યા બાદ બાર વર્ષ પર્યન્ત અવશ્ય તેનો અર્થ સાભળવો

આ પ્રમાણે સ્થવિર કલ્પનો ક્રમ છે કે પ્રથમ દીક્ષા આપવી, તે પછી સૂત્ર ભણાવવુ અને તે પછી તેનો અર્થ ભણાવવો. આથી અનુયોગ આપવાના ક્રમનો અહીં અધિકાર છે, એમ જે પૂર્વે કહ્યુ હતુ તેનો અહી સબધ જોડે છે, કે સૂત્ર અધ્યયન કર્યા બાદ તેના અર્થ વ્યાખ્યાન રૂપ સ્થવિર કલ્પનો ક્રમ છે, અને અર્થ કહેવા રૂપ આવશ્યકના અનુયોગનેજ શાસ્ત્રકારે કહેવાનો આરભ કર્યો છે આટલી બાબત આ ગાથામા ચાલતા વિષયને ઉપયોગી છે આ સિવાય જે બીજુ કહેવાશે તે બધુ પ્રાસગિક છે.

ઉત્તરોત્તર વિશુદ્ધ ગુણને ઇચ્છનારો હોય. તથા ગુરૂના ઉપદેશમા સ્થિત હોય-ગુરૂનો ઉપદેશ કર્તવ્યપણે પરિણમાવેલ હોય. તેવા શિષ્યને આવશ્યકનો અનુયોગ આપવો

શિષ્ય ઉત્તરોત્તર વિશુદ્ધ ગુણને ઇચ્છનાર હોય પણ જો ગુરૂના ઉપદેશમા સ્થિર ન હોય. તો તેને આવશ્યકનુ વ્યાખ્યાન ન કરવુ તે તાત્પર્યાર્થ છે બાળક અથવા રોગીને વૈદ્યો જેમ ઉચિત આહાર આપે છે. તેમ આચાર્ય મહારાજ પૂર્વોક્ત શિષ્યને શરૂઆતમા આવશ્યકનો અનુયોગ આપે છે અર્થાત્ વૈદ્યો શરૂઆતમા બાળકને હલકો મધુર આદિ આહાર આપે છે, અને રોગીને રાબ. મગ. ઓસામણ વિગેરે જે વખતે તે ઉત્તરોત્તર-બળ-પુષ્ટિ આદિનો હેતુ હોય એવો આહાર આપે છે તેવી જ રીતે ઉપર જણાવેલ એવા ભવ્યાત્માને ઉત્તરોત્તર ગુણવૃદ્ધિના કારણભૂત આવશ્યકનો ઉપદેશ શ્રી તીર્થંકર. ગણધરો કહે છે

ઉત્તમ પ્રકારના ભવ્યાત્માને શરૂઆતમા આવશ્યક આપવુ યોગ્ય છે. એટલુ જ જાણીને ગુરૂમહારાજ તે ભવ્યને આવશ્યક આપે છે કે બીજી કોઈ વિધિની અપેક્ષા રાખે છે ? શિષ્યની આવી શંકાનુ સમાધાન કરવાને શ્રીગુરૂમહારાજ કહે છે કે—

कयपचनमोक्कारस्स दिन्ति सामाइयाइय विहिणा ।
आवासयमायरिया कमेण तो सेससुय वि ॥५॥

જેણે મંગળ માટે પંચનમસ્કારનો ઉચ્ચાર કર્યો હોય. એવા શિષ્યને આચાર્ય મહારાજ વિધિપૂર્વક સામાયિકાદિ આવશ્યક આપે છે, અને તે પછી તેવી જ રીતે સર્વશ્રુત પણ આપે છે ૫

મંગળ માટે જેણે પંચનમસ્કારનો ઉચ્ચાર કર્યો હોય. એવા ભવ્યાદિવિશેષણયુક્ત શિષ્યને પ્રશસ્ત દ્રવ્ય ક્ષેત્ર કાળ ને ભાવરૂપ તથા પ્રશસ્ત દિશા તરફ રહેવુ જોઈએ, તે રૂપ શાસ્ત્રોક્ત વિધિથી જ સામાયિકાદિરૂપ આવશ્યક સૂત્ર આચાર્ય મહારાજ આપે છે પરન્તુ આ યોગ્ય છે, એટલુ જ માત્ર જાણીને સૂત્રાદિની વાચના આપતા નથી આ પ્રમાણે આવશ્યક આપ્યા પછી આચારાંગાદિ શ્રુત આપે છે, અને એમ કરતા કરતા શિષ્યને સર્વ શ્રુત સમુદ્રનો પાર પમાડે છે

આવશ્યક સૂત્રની માફક તેના અનુયોગને આપવામા પણ આજ વિધિ છે, તે જણાવવાને કહે છે—

तेणेव याऽणुओग, कमेण तेणेव याऽहिगारोऽय ।
जेण विणेयहियत्थाय, थेरकप्पक्कमो एसो ॥६॥

તે સૂત્ર આપવાના અનુક્રમથી જ આચાર્ય મહારાજ અનુયોગને પણ આપે છે. અને તે જ ક્રમે આ આવશ્યક સૂત્રના અનુયોગનો પણ અધિકાર છે, કેમકે શિષ્યવર્ગના હિત માટે સ્થવિર કલ્પનો આગળ કહેવાશે તેવો ક્રમ છે ૬

ઉપર પાચમી ગાથામા કહ્યા મુજબ પંચનમસ્કાર ઉચ્ચારણ કરવારૂપ સૂત્ર વિધિના અનુક્રમથી, વ્યાખ્યાનરૂપ અનુયોગ આચાર્ય મહારાજ શિષ્યને આપે છે આવશ્યક સૂત્રપ્રદાન-ક્રમ અને આવશ્યક વ્યાખ્યાનપ્રદાનક્રમ. આ બે પ્રકારના અનુક્રમમા અહી અનુયોગ અનુક્રમ પ્રસ્તુત હોવાથી આ ગાથાના પ્રારંભથી અનુયોગપ્રદાનનો અધિકાર અહિ ઈષ્ટ છે કારણ કે શિષ્ય વર્ગને ઉત્તરોત્તર ગુણ પ્રાપ્તિ માટે સ્થવિરોનો એટલે ગચ્છવાસી સાધુઓનો, સામાચારી વિશેષ રૂપ આવો કલ્પ છે.

એ કલ્પનુ સ્વરૂપ અને ક્રમ હવે પછીની ગાથામા કહેવાશે

पव्वज्जा सिक्खावयमत्थग्गहणं च अनिअओ वासो ।

निप्फत्ती य विहारो, सामायारी ठिई चेव ॥७॥

[૧]પ્રવજ્યા, [૨]શિક્ષાપદ, [૩]અર્થ ગ્રહણ [૪]અનિયતવાસ, [૫]નિષ્પત્તિ, [૬]વિહાર, અને [૭]સામાચારીની સ્થિતિ (આ સાત પ્રકારે સ્થવિર કલ્પનો ક્રમ છે) ૭.

૧-પ્રવ્રજ્યા=પ્રથમ તો ગુણવાન ગુરુએ વિધિપૂર્વક આલોચના દઈને, યોગ્ય વિનીત શિષ્યને પ્રશસ્ત દ્રવ્યક્ષેત્ર આદિમા વિધિપૂર્વક દીક્ષા આપવી તે પછી

૨ શિક્ષાપદ=એ દીક્ષા આપેલ શિષ્યને શિક્ષાના અધિકાર હોય છે તે શિક્ષા બે પ્રકારની છે એક ગ્રહણશિક્ષા એટલે શાસ્ત્રનો અભ્યાસ, અને બીજી આસેવનાશિક્ષા એટલે પડિલેહણ આદિ ક્રિયા શિખવવી તેમા બાર વર્ષ પર્યંત સૂત્ર ભણવુ. તે ગ્રહણશિક્ષા, અને પડિલેહણાદિ ક્રિયાનો ઉપદેશ તે આસેવનાશિક્ષા

(આ ગાથામા જે સિક્ખાવય પદ છે, તેની અમે શિક્ષાપદ એવી વ્યાખ્યા કરી છે છતા બીજા આચાર્યો શિક્ષા શબ્દથી વ્રતપદ જુદુ કરીને એવો અર્થ કરે છે, કે શિક્ષા દશવૈકાલિકનુ ચોથુ અધ્યયન કે આચારાગનુ શસ્ત્રપરિજ્ઞા અધ્યયન થયા પછી, પચ મહાવ્રત અને છઠ્ઠુ રાત્રિ ભોજન વિરમણ રૂપ જે વ્રતો, તેમા શિષ્યને સ્થાપન કરવો, તે શિક્ષાવ્રત, પરન્તુ બૃહત્કલ્પચૂર્ણિમા અને પ્રાચીનટીકામા એ પ્રમાણે જણાતુ નથી, તેથી એ વ્યાખ્યાનની ઉપેક્ષા કરીએ છીએ)

૩-અર્થગ્રહણ=દીક્ષા ગ્રહણ કરાવ્યા પછી શિષ્યને બાર વર્ષ પર્યન્ત સૂત્ર ભણાવવુ. તે પછી બાર વર્ષ પર્યન્ત એ સૂત્રનો અર્થ સમજાવવો. કારણ કે જેમ હળ રેંટ અથવા ઘાણીમાથી છુટેલો ભૂખ્યો બળદ, સારૂ અથવા ખરાબ ઘાસ સ્વાદનો અનુભવ કર્યા સિવાય ખાઈ જાય છે, અને પછી વાગોળતી વખતે એનો સ્વાદ અનુભવે છે, તેવીજ રીતે શિષ્ય પણ પ્રથમ અર્થ જાણ્યા વિના, બાર વર્ષ સુધી સૂત્ર ભણે તે વખતે તેનો અર્થ નહિ જાણવાથી, શિષ્યને રસ પડતો નથી, પરન્તુ અર્થ ગ્રહણ કરતી વખતે રસ પડે છે

અથવા જેમ ખેડુત પ્રથમ ડાગર આદિ ધાન્ય વાવે છે, પછી તેનુ રક્ષણ કરીને પકવે છે, તે પછી તેને કાપી મસળી સાફ કરીને ઘેર લાવીને, નિશ્ચિતપણે તેનો ઉપભોગ કરે છે, જો તેમ ન કરે તો, ધાન્ય વાવવા આદિનો તેનો શ્રમ નિષ્ફળ જાય તેજ પ્રમાણે શિષ્ય પણ બાર વર્ષ સુધી સૂત્ર ભણીને, જો તેનો અર્થ ગ્રહણ ન કરે, તો તેને તેના અધ્યયનનો શ્રમ નિષ્ફળ જાય માટે સૂત્ર ભણ્યા બાદ બાર વર્ષ પર્યન્ત અવશ્ય તેનો અર્થ સાભળવો

આ પ્રમાણે સ્થવિર કલ્પનો ક્રમ છે કે પ્રથમ દીક્ષા આપવી, તે પછી સૂત્ર ભણાવવુ અને તે પછી તેનો અર્થ ભણાવવો આથી અનુયોગ આપવાના ક્રમનો અહી અધિકાર છે, એમ જે પૂર્વે કહ્યુ હતુ તેનો અહી સબધ જોડે છે, કે સૂત્ર અધ્યયન કર્યા બાદ તેના અર્થ વ્યાખ્યાન રૂપ સ્થવિર કલ્પનો ક્રમ છે, અને અર્થ કહેવા રૂપ આવશ્યકના અનુયોગનેજ શાસ્ત્રકારે કહેવાનો આરભ કર્યો છે આટલી બાબત આ ગાથામા ચાલતા વિષયને ઉપયોગી છે આ સિવાય જે બીજુ કહેવાશે તે બધુ પ્રાસગિક છે.

૪-અનિયતવાસ-૫. નિષ્પત્તિ=ઉપર કહ્યા પ્રમાણે સૂત્રાર્થ ભણેલો શિષ્ય જો આચાર્ય પદને લાયક હોય. તો ઓછામા ઓછા બે મુનિઓ અને ત્રીજો પોતે એમ ત્રણ જણને, ગ્રામ-નગર-સંનિવેશ આદિમા વિહાર કરાવી, બાર વર્ષ સુધી વિવિધદેશોના દર્શન અવશ્ય કરાવવા અને જો તે શિષ્ય આચાર્યપદને લાયક ન હોય. તો તેને માટે આ દેશાટનનો નિયમ નથી

પ્રશ્ન—આચાર્યપદને લાયક શિષ્ય શા માટે દેશોના દર્શન કરે ?

ઉત્તર —વિવિધ દેશોમા વિહાર કરતા તે તીર્થંકરોની જન્મભૂમિ વિગેરે જુએ, તે જોઇને વિચારે કે-અહી તીર્થંકરો જન્મ્યા હતા. અહી દીક્ષા લીધી હતી. અહી મોક્ષે ગયા હતા. ઈત્યાદિ વિચારતા તેને અતિશય આનંદ થાય છે, અને તેથી પોતે સમકિતમા સ્થિર થાય છે, તેમજ બીજાઓને પણ સ્થિરતા કરાવે છે

વળી જુદા જુદા દેશોમા ફરતા અતિશય શ્રુતજ્ઞાની આચાર્યોના દર્શનથી, સૂત્રાર્થ સંબધી અને સામાચારી સંબધી વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાય છે તમજ જુદા જુદા દેશોની ભાષા અને આચારનુ પણ જ્ઞાન થાય છે તેથી તે તે દેશોમા જન્મેલા શિષ્યોને તે તે ભાષામા ધર્મોપદેશ આપી શકે છે પછી એ ધર્મોપદેશથી બોધ પામેલાઓને દીક્ષા આપે છે પૂર્વે દીક્ષા પામેલાઓ તેની ઉપસંપદા-નિશ્રા અંગીકાર કરે છે અને આ ગુરુ સર્વ ભાષા તથા આચારમા કુશળ છે. એમ જાણીને તે મુમુક્ષુઓને તેના પર પ્રીતિ થાય છે આ પ્રમાણે આચાર્યપદને લાયક હોય એવા શિષ્યને. બાર વર્ષ સુધી દેશ દર્શન કરાવવા રૂપ અનિયત વાસ કરાવવો. એથી ઘણા શિષ્યોની પ્રાપ્તિ બાદ આચાર્ય પદ પામીને સ્વ-પરનો ઉપકાર કરે

૬-વિહાર=લાબો દીક્ષાપર્યાય પાળી બીજા યોગ્ય શિષ્યને પોતાના પદ પર સ્થાપી. પોતે ભગવન્તે કહેલા માર્ગમા વિશેષ અનુષ્ઠાન કરે એ વિશેષ અનુષ્ઠાન બે પ્રકારે છે (૧) સંલેખનાદિ કરીને ૧- ભક્ત પરિજ્ઞા, ૨- ઇંગિની અને ૩- પાદોપગમન રૂપ અનુષ્ઠાનથી મરણ અંગીકાર કરે, અથવા (૨) ૧-જિનકલ્પ ૨- પરિહાર વિશુદ્ધિ, અથવા ૩- યથાલન્દિક કલ્પ અંગીકાર કરે, આ બન્ને પ્રકારના અનુષ્ઠાનમા તે તે અનુષ્ઠાનની સામાચારી જાણીને પ્રવૃત્તિ કરે

૭-સામાચારીની સ્થિતિ=પહેલા પ્રકારનુ અનુષ્ઠાન કરનાર આચાર્ય- "જેમ પક્ષીઓ પ્રયત્નથી ઇંડાને તયાર કરે, તેમ પ્રયત્નથી શિષ્યોને તયાર કરીને બાર વર્ષની સંલેખના કરે તે આ પ્રકારે-

ચાર વર્ષ છઠ અઠમ આદિ વિચિત્ર પ્રકારનો તપ કરે, ચાર વર્ષ દુધ દહિ આદિ વિગય રહિત તપ કરે, બે વર્ષ એકાતરે આબિલ કરે, છ માસ મધ્યમ તપ કરીને પારણે પ્રમાણોપેત ભોજનવાળુ આબિલ કરે. બીજા છ માસ છટ્ઠ અટ્ઠમાદિ વિકૃષ્ટ તપ કરે અને તે પછી એક વર્ષ પર્યન્ત, એક પચક્ખાણ પૂરૂ થયા પહેલા બીજા પ્રત્યાખ્યાનની શરૂઆત જેમા થાય તે પ્રત્યાખ્યાન કોટીસહિત કહેવાય. એવી રીતે કોટીસહિત આબિલ કરે એમ બાર વર્ષની સંલેખના કર્યા પછી, યોગ્ય અવસરે ભક્તપરિજ્ઞાદિ કરે, અથવા પર્વતની ગુફામા જઈ પાદપોગમન અનશન કરે

બીજા પ્રકારનુ અનુષ્ઠાન કરનાર આચાર્ય જિનકલ્પ આદિ અંગીકાર કરે છે તેમા પ્રથમ તો મધ્યરાત્રે આ પ્રમાણે વિચારે કે=વિશુદ્ધચારિત્રાનુષ્ઠાન વડે મે આત્મહિત કર્યું.

અને શિષ્યાદિને ઉપકાર કરવાથી પરહિત પણ કર્યું વળી ગચ્છનું પરિપાલન કરે એવા શિષ્યો પણ હવે તયાર થયા છે તો હવે મારે વિશેષ આત્મહિત કરવું ઉચિત છે ઇત્યાદિ વિચારીને જો પોતાને વિશિષ્ટજ્ઞાન હોય. તો પોતેજ પોતાનું આયુષ્ય કેટલું અવશેષ છે. તેનો વિચાર કરે પોતાને તેવું વિશિષ્ટજ્ઞાન ન હોય. તો તેવા જ્ઞાનવાળા બીજા આચાર્યને પૂછીને નિર્ણય કરે એ પ્રમાણે આયુષ્યનો નિર્ણય થતા જો આયુષ્ય અલ્પ જણાય. તો ભક્તપરિજ્ઞાઆદિમાથી કોઈ પણ એક પ્રકારે મરણ અ ગીકાર કરે, પણ જો આયુષ્ય દીર્ઘ જણાય અને જ ઘાબળ ક્ષીણ થયુ હોય તો વૃદ્ધવાસ અ ગીકાર કરે, પરન્તુ શક્તિ સારી હોય તો જિનકલ્પ આદિમાથી કોઇ પણ કલ્પનો સ્વીકાર કરે

જો જિનકલ્પ સ્વીકારવાની ઇચ્છા હોય, તો આ પાચ તુલના (ભાવના)થી પોતાના આત્માની તુલના (પરીક્ષા) કરે તપ-સત્ત્વ સૂત્ર-એકત્વ અને બળથી. એમ પાચ પ્રકાર તુલના-આત્માની પરિકર્મણા કરે જિનકલ્પ અ ગીકાર કરનાર આચાર્ય ઉપાધ્યાય-પ્રવર્તક-સ્થવિર-અને ગણાવચ્છેદક આ પાચમાના કોઇ પણ ઘણુ કરીને હોય છે તેઓ ઉપર્યુક્ત પાચ ભાવનાથી આત્માની તુલના કરે અને કન્દર્પ-કિલ્બિષિક-આભિયોગિક અસુર અને સ મોહના સ બ ધવાળી પાચ અશુભ ભાવનાઓનો ત્યાગ કરે.

(૧) તપભાવના=ઉપર જણાવેલ તપ સત્ત્વ આદિ પ્રશસ્તભાવનાથી આત્માની તુલના કરતા પ્રથમ તપ વડે આત્માની તુલના કરે, તેમા ક્ષુધાનો એવો જય કરે કે દેવ આદિના ઉપસર્ગથી, છ માસ પર્યન્ત શુદ્ધ આહાર આદિ ન મળે તો પણ પીડા ન પામે

(૨) સત્ત્વભાવનાથી ભયનો પરાજય કરે, તે સત્વભાવના પણ પાચ પ્રકારે છે, (૧) રાત્રિએ જ્યારે સર્વ સાધુઓ સુઇ જાય ત્યારે પોતે એકલાજ ઉપાશ્રયમા કાઉસગ્ગ કરે. (૨) ઉપાશ્રયની બહાર રહીને કાઉસગ્ગ કરે. (૩) ચોકમા રહીને કાઉસગ્ગ કરે. (૪) શૂન્યગૃહમા અને (૫) સ્મશાનમા રહીને કાઉસગ્ગ કરે. એવી રીતે પાચ સ્થાને કાઉસ્સગ્ગ કરી, પાચ પ્રકારે ભયનો જય કરી સત્ત્વની પરીક્ષા કરે એ પાચ પ્રકારની સત્ત્વભાવનાથી આત્માને ભાવિત કર્યા પછી (૩) સૂત્ર ભાવનાથી આત્માને ભાવિત કરે. પોતાના નામની પેઠે સૂત્રને એવુ પરિચિત કરે કે સૂત્રપરાવર્તન કરવાના અનુસારે રાત્રે અથવા દિવસે ઉચ્છ્વાસ-પ્રાણ-સ્તોક-લવ-મૂહૂર્ત વિગેરે કાળ સારી રીતે જાણી શકે તે પછી

(૪) એકત્વભાવનાથી આત્માને એવી રીતે ભાવિત કરે કે એક સ ઘાડાના સાધુ આદિની સાથે પણ, પૂર્વે થયેલા આલાપ-સ લાપ-સૂત્રાર્થને, સુખદુઃખ આદિ પ્રશ્ન, પરસ્પર કથા-વાર્તા કરવી વગેરે સર્વસ બ ધનો ત્યાગ કરે એમ કરવાથી બાહ્ય મમત્વ મૂળથી નાશ પામે તે પછી શરીર-ઉપધિ આદિથી પણ પોતાને ભિન્ન જુએ. એથી સર્વવસ્તુ ઉપરની આસક્તિ-મમતાનો સર્વથા અભાવ થાય તે પછી

(૫) બળભાવનાથી તુલના કરે એમા બળ બે પ્રકારે છે-એક શારીરિક બળ અને બીજુ માનસિક-ધીરજ બળ જિનકલ્પ અ ગીકાર કરનાર મુનિનુ શારીરિક બળ બીજા સામાન્ય મનુષ્ય કરતા વિશેષ હોવુ જોઇએ. જો કે તપસ્યાદિથી કૃશ થયેલાનુ શારીરિક બળ જેવુ જોઇએ તેવુ નથી હોતુ તોપણ માનસિક ધૈર્યબળ એવુ હોય કે મોટા પરિસહ તેમજ ઉપસર્ગોથી પણ પરાભવ ન પામે

ઉપરોક્ત પાચ ભાવનાથી ભાવિતાત્મા જિનકલ્પ સમાન હોઈ. ગચ્છમા વસતા છતા પણ આહારાદિની ભાવના પ્રથમ કરે. એટલે ત્રીજી પોરસીએ આહાર લે, તેમા વાલ-ચણા વિગેરે ગૃહસ્થોને ત્યાથી નાખી દેવા લાયક લુખ્ખો આહાર ગ્રહણ કરે આ એષણાના સબધમા કહ્યુ છે કે "સસૃષ્ટ-અસસૃષ્ટ-ઉદ્ધૃત-અલ્પલેપ-ઉદ્ગૃહીત-પ્રગૃહીત-અને ઉજ્ઝિત ધર્મ" આ સાત પ્રકારની પિડૈષણામાથી પહેલી બે શિવાયની કોઈપણ બે એષણાના અભિગ્રહ કરી, એક એષણા વડે ભોજન અને બીજી એષણા વડે પાણી ગ્રહણ કરે આ સિવાય બીજા પણ આગમોક્ત વિધાનથી ગચ્છમા રહીને પ્રથમ આત્માને બરાબર ભાવિત કરે

તે પછી જિનકલ્પ અગીકાર કરવાની ઈચ્છાવાળા મુનિ સઘ એકઠો કરે, તેના અભાવે પોતાના ગચ્છને તો અવશ્ય એકઠો કરે, તે પછી તીર્થંકર પાસે અને તે ન હોય તો ગણધર પાસે, તેમના અભાવે ચૌદપૂર્વધર પાસે, તે પણ ન હોય તો દશ પૂર્વધર પાસે, તેમનો પણ અભાવ હોય તો વડ પીપળો અથવા અશોક વૃક્ષની નજીક જઈને જિનકલ્પ અગીકાર કર્યા અગાઉ પોતાના પદ પર સ્થાપેલા આચાર્યને તથા બાલ વૃદ્ધસહિત ગચ્છને તથા વિશેષે કરીને પૂર્વે જે પોતાથી વિરૂદ્ધ હોય એવાને આ પ્રમાણે ખમાવે

"હે ભગવન્ ! જો પ્રમાદથી પૂર્વે તમારી સાથે મે સારૂ વર્તન ન કર્યું હોય, તો શલ્ય અને કષાય રહિત થઈ તમને ખમાવુ છુ પછી તે મુનિઓ ભૂમિપર મસ્તક મૂકીને આનન્દથી અશ્રુપાત કરતા યથાયોગ્ય તેમને ખમાવે ખમાવનારને "મોક્ષમાર્ગમા નિશલ્યપણુ, વિનય, માર્ગની ઉન્નતિ, એકત્વ, લઘુતા, અને જીનકલ્પમા અપ્રતિબધ, એ ગુણો પ્રાપ્ત થાય છે" એ રીતે સર્વને ખમાવ્યા બાદ પોતાના પદે થાપેલા આચાર્યને તેમજ બીજા મુનિઓને શિખામણ આપે કે–

"તમારે હવે આ પોતાના ગચ્છનુ પાલન કરવુ અને સર્વત્ર અપ્રતિબદ્ધ થવુ વળી અન્તે તમારે પણ અમારી પેઠે જિનકલ્પાદિ વિશેષ અનુષ્ઠાન કરવુ, કેમકે જૈનશાસનમા આવો જ ક્રમ છે વળી વિનય કરવા યોગ્ય તરફ પૂર્વે વિનય કરેલો છે, છતા હવે પ્રમાદ ન કરશો, વધારે શુ ? જેની જેની સાથે જે જે પ્રકારે ઘટે તે તે પ્રકારે વર્તવાનુ તમે જાણો છો" આ પ્રમાણે આચાર્યને કહ્યા પછી બીજા મુનિઓને કહે કે– આ અવમ છે (નાનો છે), સમરાત્નિક છે (પર્યાયે કરીને સરખો છે), અમારી અપેક્ષાએ અલ્પ શ્રુતવાળો છે, એમ જાણીને તમે આ નવા સ્થાપેલ આચાર્યનો પરાભવ ન કરશો, કેમકે તે હવે તમારે વધારે પૂજ્ય છે. ઈત્યાદિ શિક્ષા આપીને જિનકલ્પી મુનિ પાખસહિત પક્ષીની જેમ અથવા મેઘના સમૂહથી નીકળેલી વિજળીઓની જેમ, ઉપકરણ સહિત સમુદાયથી નિરક્ષેપ એવો તે મહાપુરૂષ ધીરપણે ચાલ્યો જાય મેરૂની ગુફામાથી નીકળેલા સિહની પેઠે ગચ્છથી નીકળેલા તે આચાર્ય દેખાતા બધ થાય એટલે આનન્દિત ચહેરે મુનિઓ પાછા ફરે. જિનકલ્પ અગીકાર કરેલ સાધુ વિઘ્નરહિત માસપર્યન્ત નિર્વાહ થાય એવુ ક્ષેત્ર જાણીને ત્યા વિચરે

(જિનકલ્પ અગીકાર કરેલ મુનિ જે ગામમા માસકલ્પ અથવા ચતુર્માસ કરે, ત્યા તેના છ ભાગ કલ્પે અને એકેક ભાગમા એકેક દિવસ ગોચરી જાય, એટલે જે ભાગમા એક દિવસે ગોચરી ગએલ હોય તે ભાગમા ફરી સાતમે દિવસે ગોચરી જાય ગોચરી અને વિહારઆદિ ત્રીજી પોરસીએજ કરે, જ્યા ચોથી પોરસી શરૂ થાય ત્યા અવશ્ય ઉભા રહે,

